—: ન્યુ ફોનોગ્રાફ :—

# ગાયન માળા



ભાગ ૧ થી ૧૮ સાથે

કાગઝી મહમુદ એન્ડ મહમદભાઇ

—: માટે :—

સંગ્રહ કરી પ્રગટ કર્તા

## શા. ચુનીલાલ મગનલાલ બુકસેલર

ઠેઃ રાણીતળાવ, મેઇનરોડ, સુરત.

બ્હોળા સુધારા વધારા સાથેની નવી આવૃત્તિ.



.. કીંમત એક રૂપીઓ. —

સુરત બરાનપુરી ભાગળ ભાજીવાળી પોળમાં આ[illegible]ા મો અનાવિલ
બબુ પ્રીન્ટીંગ પ્રેસમાં ગોવિન્દજી દાહ્યાભાઇ નાયકે છાપ્યું.



# અસલ પ્રખ્યાત

# ન્યુ ફોનોગ્રાફ

# ગાયન માળા

## ભાગ ૧ થી ૧૮ સાથે.

---

**વીર—કુણાલ.—રાગ, ગઝલ—**

અમારો દેશને છોડી, અમે થાનાર પરદેશી;
હૃદયને મેળવી બેશી, અમારો પ્યાર પરદેશી,
થયાં દુર્ભાગીયાં એવાં, તજાવી દેશની સેવા;
ભટકશું પારકા ઘરમાં, બની લાચાર પરદેશી.
અમારી ધર્મ નીતિથી, અમારી સત્ય રીતિથી;
અમે સતકર્મથી થઇશું હૃદયના હાર પરદેશી.
અમારા દેશ બંધુઓ અમારી જન્મ ભુમીમાં;
હવે છેલ્લા પ્રણામો છે, અમે હદપાર પરદેશી.

બલીરાજા.

મારી સજની તું કયાં રમીઆવી રજની, સાચું બોલ, બોલ, બોલ,
શાણી સૈયર, તું શીદને આળ ચઢાવે, કેડો છોડ, છોડ, છોડ ?
હમણાં માળા ગુંથી હતીને, હમણાં કેમ કરમાણી,
પરસેવા તને કયાં વળ્યો, તારી ભમ્મર કયાં ભીંજાણી—સાચું.
—કાળો ભમરો શીર પર બેઠો, ઉરાડતાં ધમરાણી,
લાપોટે લટ છુટી ગઇ—મારી ભમ્મર ત્યાં ભીંજાણી—કેડો
કસ્તુરી તારા અંગે મ્હેક, કુસુમકળીના હારો,
નયન રહ્યાં છે નાચી નવેલી મળ્યો કોણ ઠગારો—સાચું
—ચંદ્ર—સરોવર નહાવા ગઇથી, વાટે મળ્યો એક માળી,
છાબ ભરીને ગજરા આપ્યા, હું તો તમથી હારી—કેડો.

રાજા જશવન્તસિંહ —રાગ ભજન—

મારા ભવની બાવટ ભાગીરે જોગીડા જુના—
લગની તુજ નામની લાગીરે જોગીડા જુના—
વચનો ભેદ ભર્યાં ભેદુનાં, હૈયાં તુજવીણ સુના—
આ કામણગારી નારીએ શું કામણ મુંજને કીધું ?
તન દઇને મનડું લીધુંરે—પણ દુ:ખ વિયોગનું દીધું—
નીશદીન સાથ રહું સમજુના........મારા ભવની—

મહાશ્વેતા કાદમ્બરી—રાગ—ભજન—

રૂપે શું મન રાચોરે. કાયાનો રંગ કાચોરે ભગવાન ભજો (૨)
હાડ માંસને રૂધિર ભરેલું મઢયું ચામડે અંગ, (૨)
ગંદા દેહનો ગર્વ નકામો, કાયાનો રંગ પતંગ.
ભરૂંસો નહીં સાચોરે, કાયાનો રંગ કાચોરે, ભગવાન ભજો—

**ભરથરી-પીંગળા અને ભરથરીનો સંવાદ—**

ધીક યુવા ધીક મુજને, ધીક કામ વિકારજી;
જેણેરે ભુલાવી મને સત્યથી, કર્યા નીચ વિચારજી,
—ભેખરે ઉતારો રાજા ભરથરી.
ક્ષમા કરોરે રાજા રંક છું નારી-અજ્ઞાની જાતજી;
અન્ય વખત એવું નહી કરૂં, લાજ્યા માતને તાતજી-ભેખરે.
કપટ રૂપીરે રાણી પીંગળા, એવું બોલે વચનજી;
રાજરે તજ્યું તુજ કારણે, જો વિચારીને મનજી;
—ભિક્ષા દેને મૈયા પીંગલા.
તુંરે ખોટી ને ખોટું રાજ છે, ખોટો સારો સંસારજી;
અલખ જગાવું વન એકલો, જેથી પામું ઉદ્ધારજી.—ભિક્ષા.
રહો તો રાજા રસોઇ કરૂં, જમતા જાઓ સ્વામીનાથજી;
ક્ષિરરે નીપજાવું ક્ષણ એકમાં, જમીએ આપણ સાથજી.—ભેખરે
મઢીરે કરાવું રંગ મહેલમાં, રાખું ગુપ્ત અવાસજી;
જેમરે જાણે નહિ જગતમાં, સાધો-જોગ રહી પાસજી-ભેખરે.
મહેલરે તારાને રાણી શું કરૂં, કેવો ગુપ્ત અવાસજી;
ક્ષિરરે ભોજન તારૂં રાણી શું કરૂં, નથી ભોગની આશજી-ભિક્ષા.
વાસી જંગલના જોગી અમે, નહી ગ્રામમાં વાસજી;
વિષની વેલીથી અળગો રહું, નહિ નારીનો પાસજી.—ભિક્ષા.
ભગવા જોઇ રાજા ભરથરી, દાવાનળ દીલ થાયજી;
આઇ-કહો-ન-મારા કંથજી, લાગે દેહમાં લાયજી.—ભેખરે.
વધુરે શું વદું રાણી પીંગળા, કરૂં અરે કેટલો ઉચ્ચારજી;
બંધુ જોવોરે બંધુ તજ્યો, માર્યો વચન નો મારજી,
હવેરે રાજને રાણી શું કરૂં ?

વાંકીરે વિધાતા મને ભુલાવી, લખીયા લેખ લલાટજી,
આનુંરે પ્રાયશ્ચિત હવે શું કરૂં, મારગ આપો પૃથ્વી માતજી—ભેખરે.
ત્રણશો નારીરે અન્ય આપની, માળવપતિ મહારાજજી;
એકને કારણ એને નવ તજો, પાપી પીંગળાને કાજજી—ભેખરે.
મોહ છોડી દે રાણી પીંગળા, પ્રીતે કર સતસંગજી;
સગુરે નથી કોઇ કોઇનું, આ સંસાર પતંગજી.—ભિક્ષા.
દેતી હું તો ભિક્ષા દે મુને, નહિ તો કરૂ ગૃહ ત્યાગજી,
ગુરૂજી મારારે રોશે થશે, ચાલી જાય જમાતજી—ભિક્ષા.

મહાશ્વેતા કાદમ્બરી —:═══:—

થઇ પ્રેમવશ પતાળીઆ, મારા મનના માલીક મળીયારે...(૨)
પ્રીતે કરો મુખવાશ, સજનવા રાજ હૃદયના વાસી.
પ્રેમદા પ્રીત જ્યોત પ્રકાશી, મારા મનના મનોરથ ફળીયારે...થઇ.
ભાગ્યવંત કર્યો ભગવતી મુજને, જીવન સફળ થયું મારૂં
કરો શ્રીહરિ શુભ તમારૂં, મારા મનના માલીક મળીયારે...થઇ.

વીર કેશરી—રાગ—ગઝલ,—કવ્વાલી—

થવાનું ના થવાતું કહે; નજુમી કોણ એવો છે;
ન જાણ્યું જાનકી નાથે; સવારે શું થવાનું છે?
હતી શલ્યા રૂપે "અહલ્યા" જગતમાં વાત જાહેર છે;
ન જાણ્યું જ્ઞાની ગૌતમે; સવારે શું થવાનું છે?
હતા કૌરવ અને પાંડવ; જગતમાં મહાબળી યોદ્ધા;
ન જાણ્યું ભીષ્મ જેવાએ; સવારે શું થવાનું છે?
રમ્યા જુગટું સહુ સાથે; વિભુતી સૌ ગયા હારી;
ન જાણ્યું ધર્મ જેવાએ, સવારે શું થવાનું છે?

**દલપત ભજન.** -રાગ-ભજન-



મોહન તારી મોરલી,
વ્રજનારને વેરણ થઇ !
(૨) હે.........હરી.
કોમળ સુરે કાળજુ કોર્યું,
ચીતડું ચોર્યું વેરણ થઇ-મો.
કામ તો હવે કાંઇ ન સુજે-(૨)
સાંભળતા શત્રુ થઇ-(૨)
માતાપિતા તણી લાજુતજીને,
વૃંદાવનમાં ગઇ-મોહન.
વ્રજનારને વેરણ થઇ, મોહન તારી મોરલી તારી મોરલી-(૨)
આવા આવા કારમાં કામણ (૨) શામળા સીખા થઇએ-મોહન.
દુઃખડાં કેરાં ડુંગર ડોળ્યા. મા બાપડી ક્યો પઇએ-મોહન.
"દલપત" વીહના દેવને મળવા (૨) ગોપીઓ ગોકુળ ગઇ-મોહન.

**મહાશ્વેતા કાદમ્બરી** —:═══:—

શું કહું કથની મારી રાજ, શું કહું કથની મ્હારી.
હું તો દૈવના ત્રાસે હારી રાજ.....................શું કહું.
પરખી પારિજાતિક મેં અર્પણ કીધું મન મ્હારૂં,
પતી તજી પરલોક સિધાવ્યા, ફરી જીવતર મમ ખારૂં રાજ—શું કહું.
ચંદન કાષ્ટની ચિતા રચાવી, પતિ સહગમનની આશે,
શુન્ય દેહ મમ સ્વામી તણો પણ, ઉડી ગયો આકાશે રાજ —શું કહું.
અરપ્યું મેં સર્વસ સ્વામીને, પ્રેમની કફની ધારી;
તજી જગત જંજાળ સર્વ હું, પ્રીતે ભજું ત્રીપુરારી—શું કહું.

**ભરથરી—** **રાગ-મરશીયા—**

હાય, કેમ આ સહેશે ઉજેની રંડાપો, ધણી થઈ છે રાજાજી માફ ગણો
આણુ લક્ષ માળવાના છો સ્વામી, હામ કોડીના રૂપે ન ખામી,
ગૌર અંગે ભભુત શી જામીરે,—હાય, કેમ૦
એક બાજુ કૃષ્ણા તમારી રૂએ, ચંદ્રકળા ચોધાર નીર ચુએ,
બાપુ સુખે ન આજ કોઇ સુએરે—હાય૦
મેહેલે મેહલે વિલાપ છાયો છે, પવન શોકનો સબળ વાયો છે;
કળકળતાં બાઇઓ ને ભાઇઓ છેરે—હાય૦
ખાંધે લટકી શી ભગવી ઝોળી, આવ્યા વસ્ત્ર ક્યાં ગેરૂ ઝબોળી
હાય હઇડામાં પ્રગટાવી હોળીરે—હાય૦
નથી વિક્રમ ભાઇની કંઇ આશા, કીધાં કરમે એવા રે તમાશા;
એણે બીજાં જંગલ ક્યાંઇ વસાવ્યારે—હાય૦
ધણી નોધારા અમને કરોમાં, આવું અણુધાર્યું પગનુ ભરોમાં,
જોગી જીવતાં ચિત્તામાં ધરોમાંરે—હાય૦

**વીર કેશરી** —રાગ. ગઝલ—

ખરા તે હીંદના સંતાન લડે જે હીંદને કાજે,
લડે જે હીંદને કાજે, મરે જે હીંદને કાજે.
ડુબાતો દેશને દેખી, ચડે વારે ઉમંગેથી,
પ્રભુ કે બાદશાહોથી, ઝુઝે જે હીંદને કાજે,
ન મોહે માયા મહોબ્બતમાં, ન લોભે માલ દેલતમાં,
જીવન જર પ્રાણ સૌ પળમાં, તજે જે હીંદને કાજે.
યતોધર્મ સ્તતોજય છે, કરો યાહોમ શો ભય છે;
અમર તે થાય છે નિશ્ચયે; મરે જે હીંદને કાજે,

મહાશ્વેતા કાદમ્બરી —:═══:—

મંજરીએ મનડું મોહ્યું રે
મન ગમતા મહારાજ—
મારામનગમતામહારાજ
એ શું દીલડું અમપ્રોયુંરે
મન ગમતા મહારાજ—

("શું આ પુષ્પ તમને બહુ ગમે છે?")

સાખી { "મનનેતો ગમતુ ઘણું મુખથી કેમમંગાય,
વાણુપીછયેવીણુ પારખ્યે, ઘટેમાનમુનિરાય,

સાખી { "માગ્યે માન ઘટે નહિ જેવું જ્યાં દાતાર
"સુખે સ્વીકારો પુષ્પ આ ધરોકર્ણ મોઝાર

અતિ ઉદાર દીલ તમે જોયું રે......મનગમતા

ઉદયભાણ— રાગ—ભજન

મન માયાના કરનારારે, જરી જોને તપાસી તારી કાયા,
પુછી જોને તું પંડીત પુરાણારે, કોના અમર છે લેખ લખાયા;
કાચી છે કાયા આ, માટીની માયા, છે માટીના ખેલ બનાયા,
શાણા તો સમજી અલગ થયા, પણ બાલક બીચારા લપટાયા.
લાખોની પાંખો ગઇ છે પીંખાઇ, જેણે મૂછપર લીંબુ ઠરાયા;
કાળના કોંવાડેથી કોણ બચ્યું છે, ભલે રંક કે હોય મહારાયા,
સંધ્યાના જેવા રંગ સોનેરી, વંધ્યાને લાડ લડાયા;
જોબનને તન ધન તેવા સમજવાં, પાણીમાંના પડછાયા.

**લીલાવતી**



**અરજી સાંભળોને સરકાર મુજને ગાંઠતી નથી ઘરનાર [એ ટેક].**
**અગીયાર** વાગે ઉંઘમાથી ઉઠી, તરત તડકે જાય;
**દાતણ** કર્યા વિના **મોગરીને મુળા.** ખોળામાં લઇને ખાય—અ.
વાંકુ ચુકું બોલી વડવું ને રડવું, **ફુઆડ રાંડને** રોજ,
ઘરમાંથી **ગોળ ઘી** ચોરી ખાવાની, ખોટી પડી છે ખોજ,—અ.
પાડા પડોશીને ટોસી ટોસાથી, **લડી ચુકી લાખવાર,**
પોતાના બાળકને નિત્ય બઝુડે, મારે મને પણ માર.—અ.
રાખના ઢગલામાં ફોરા પડયા જેવું, રાંડના મોઢાનું રૂપ,
**ભુત ભડકામણી** બારે કુભારજા ભડકી મરૂં છું રે ભૂપ.—અ.
મુગરીના માળા સરખું છે માથું, વેંત વેંત લાંબા વાળ.
ખણતાં જુવોના ટોકળા ખેરવે, **પરસેવાની** પડનાળ.—અ.
**હોળી—દીવાળીએ** ન્હાવાનો નેમ છે, વડી ચતુર છે વહુ,
અંગે ઓઘરાળાને લુગડામાં લીખો, **મારવાડ કેરી મઉ.**—અ.

**વીણાવેલી—**



કાયા કાચો કુંભ છે, જીવ મુસાફર પાસ,
તારો ત્યાં લગી જાણજે, જ્યાં લગી શ્વાસોશ્વાસ,
સદા સંસારમાં સુખ દુઃખ—સરખે સરખાં માની લઇયે,
રાખે જેવી રીતે **રામા,** રંગે તેવી રીતે રહીએ—સદા.

**સાખી** { પીંપળ પાન ખરંતા હસતી કુંપળીઆં
મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપુડીઆં.

દશાના ઢંગ રૂતુના રંગ જેવા દેખી લઇએ—સદા.

**સાખી** { કદી મેહલો ને માળીઆ, કોમળ છપ્પર ખાટ;
કોઇ દીન એવો આવશે, ભુખ્યે ન મળશે બાત —સદા.

૧૫૮૫૩

મહાશ્વેતા કાદમ્બરી —રાગ- ભજન—



રામ ભજ તું પ્રાણીયા,
તારા ભવની ભાવટ ભાંગશે (૨)
("બોલો રામ-સીતારામ")
પંખીડા જો તું વિચારી–
કર્મ તારા લે સંભાળી,
વાસના નઠારી..........તુને
રૌરવ રૌરવ નર્ક નાંખશે-રામ
મૂઢ તેં મતિ વિસારી,
મતિ તેવી ગતિ તારી,
ઉડજે સંભાળી તારી–
કાયા કંચનની થશે–રામ.

—:═══:—

અરૂણોદય

તમે જો જો ન વાયદા વીતાવજો,
પીયુ પહેલી પેસેંજરમાં આવજો;
હાર તોરાથી સ્વાગત્ શોભાવજોરે—પીયું.
શિલ્કની કીનાર કોઈ વાયલ આછેરાં,
કોઈક નવા નાટકનાં અચ્છાં ઓપેરા.
થોડા હેંડ-બીલ હેર ઓઇલનાં લાવજોરે—પીયું
એક હારમોન્યમ પેરીસનું લાવજોરે,
આવવાનો તાર મને આગળથી આપજોરે.
તમે સામા સ્ટેશન પર સીધાવજો—પીયું

બલીરાજા



વશ કીધો તેં વીર મારો, જે ગુણીયલ ને બહુ સારો,
નથી વાંક જરા કાંઈ મારો નણદલ તમ વીર ઠગારો;
રંગ મહેલમાં હતી એકલી આવી અડપલું કરી ગયા.
ચુંબન કરી, ભરી અંક મીલાવી, મોહન મનડું હરી ગયા—નથી.
—વંસંત—જોબન ફુલવાડીમાં ભુલો પડી ગયો ભમરો,
લાલચે આપી તેં લલચાવ્યો, બંધુ ડાહ્યો ડમરો—વશ.
શરમાળે મને સાન કરીને કંચુકીની કસ છોડી,
હ્રદય—વસાપર થન થન નાચ્યા, લાજ શરમ સૌ તોડી—નથી.
—વદન ચન્દ્ર છબી—રતી લજાવે ભ્રકુટી કામણગારી,
બંધુમારો સરળ હ્રદયનો કામા અજપ છે તારી—વશ.

વિણાવેલી—



અરે આ શું માનવનો અભિમાન પલકમાં ટળી જશેરે,
ખરે જેમ પીપળ ઉપર પાન—પલકમાં ખરી જશેરે.
પલકમાં ખરી જશેરે—માટીમાં મળી જશેરે—અ૦
ઘડી જીવતરમાં ઘડી એક સુખની ના......રે નથી;
મૂઢ મમતમાં તોયે મરતા આ અ......રે મથી.
પામર નર નાદાન......અરે શું

સાખી { "કાયા કલેવર કારમું, એ ગંદકીનો ઘાડવો;"
'સમજુ જને સમજી જઈ, અભિમાનને વણુસાડવો."

સાખી { "અભિમાન ઈશ્વરને નહિ. દુઃખ પાઈને પેધાડવો.'
"રાવણ સરિખા રાજવીએ. લીધો નથી કઈ લાડવો.

માલતી-માધવ. —:══:—



નાનકડી નાજુક નાર બહુ નાનકડી, બહુ નાનકડી
મારા લાલાની છું લાડકડી (૨) છું લાડકડી (૩)
આંખ તણે મટકે પટકું છું લાલને-
નાની શું સમજે વ્હાલાના વહાલને
( હું તો બધુંએ સમજું છું )
જાણી ભોળો ભરથાર, તું બહુ માથે ચડી(૪)નાનકડી

બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ. રાગ-ભજન.

આ તારાં વચનો સારાં, સ્નેહે સાંભળતાં
શાન્તિ પામ્યું મન મારૂં રે આજે—આ.
જગની જંજાળમાંથી બાળનો બચાવ્યોજી,
ધન્ય ગુરૂ ચીન્તામણી, ધારૂં રે આજે!
-ભક્તિ ભગવાન કેરી કરતાં હમેશાંજી.
થવાનું ત્વરાએ શુભ તારૂં રે શાણા-આ તારાં,

વીર કેશરી —:══:—

આપ પાપડવાડીમાં પધારજો લ્હેરીલાલ,
મંદીરની સામે મકાન છે, નીચે દેશી દારૂની દુકાન છે.
રંગરંગીલી ચાલ મારી પાડોસમાં તુલસી કયારાનું નિશાન છે?
છજામાં! તુલસીના ઝાડનું નિશાન છે-લ્હેરીલાલ.
અખંડ અને અભંગ આજ સાંજ પહેલા પધારજો.
હુડતાવાળાનું તોફાન છે, જયાં હડતાવાળાનું તોફાન છે-લ્હેરીલાલ.
જોખમ ભરેલુ કામ પુરી પંચાત છે, ધાસ્તી છે! આફતમાં
જાન છે, મારા બાપ ધાસ્તી છે-લ્હેરીલાલ.

સંગીત લીલાવતી 

લાજ છોડી છેક તેં છકેલ છોકરા બાપની તેં આબરૂના કંકરા કર્યા
આવી છે દીવાળી હોળી હમવામાં બળે, જઉં છું. વહુને
તેડવા પણ દાડો શો વળે. બા.
સે—સાસરામાં જાશે છે જમાઇને સહુ, માટે નહિ મોકલે વેવાઇ તો વહુ. બા.
સ—કરવાને વીવેક બોહ લાજથી જવું........................
જે—ગાડી લાગ્યો ખોટી ક્યાં સુધી થવું.

(બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ —રાગ-ભજન—

દાસ પરે દયા લાવોરે, દયાળુ દેવા, દાસ પરે, દયા લાવો—ટેક.
સંસાર સંબંધ ત્રોડી જીવ આપ ચરણે જોડી,
હું તો આવી બેઠો, આવો આવોરે—દયાળુ
આંખો વિના સંકટ આવું, ખાડામાં ગોથા ખાઉં,
વારે—અવિનાશી આવો આવોરે—દયાળુ.

બલીરાજા 

આનંદ મંગળ ગાઓ પરણાવી લેશું લ્હાવો,
મારી વેરણ રસીલી જોડી શોભશે!
નિરખી કન્યા કહેશો, સુખ જોય તાકી રહેશો—મારી.
વાહ ઠીક મળ્યું છે ટાણું, એક લુલુ ને બીજું કાણું;
મળી વેવાઇને વેવાણું ફેરાં ફેરોને ઝટ—આનંદ
ફેડાકિયા તમે જોશો, હોળીને દહાડે રોશો;
કેવાં જાન જોડી હું લાવું, દુનિયામાં ડંકો વાગશે—આનંદ.
તડાકીયા કહું તમને, અતિ ઉમેદ મનમાં અમને,
વાજાં વગડાવું જો જો, ફેરશુરામનો દ્દાકો—આનંદ.

**(મુંબઇની ઇમીટેશન શેઠાણી!) રાગ-ગઝલ—**

તમે મુંબઇ વિષે આવ્યા, નિહાળી સર્વ હરખાયા
છતાં સાહેબ એ મ્હારા! જુઓ મુંબઇની શેઠાણી?
અહા! મુંબઇના અલબેલી! છેલી કંઇક સુધરેલી,
ભટકતી બાજને મેલી, જુઓ મુંબઇની શેઠાણી?
ફરે છે કંથ ઉધરાણી, ભખે નાસુ નયનતાણી
છતાં કહેવાય "શેઠાણી" જુઓ મુંબઇની શેઠાણી?
પતિ પરદેશમાં આવે, પ્રિયાને પાશ તેડાવે;
પછી વહુ પાંખ ફફડાવે, જુઓ મુંબઇની શેઠાણી?
સ્વદેશે કામ સૌ કરતી, ખુશીથી ખાંડતી દળતી;
હવે શમા વિના રડતી જુઓ મુંબઇની શેઠાણી?
ઘરે સસરો અને સાસુ ખરચ ત્રિણુ ખેરવે આંસુ
જમે વહુ મિષ્ટ ફરમાસુ જુઓ મુંબઇની શેઠાણી?
કુવેથી ખેંચતી પાણી નણંદની સાચવે ભાણી
હવે થઇ રાયની રાણી જુઓ મુંબઇની શેઠાણી?
ઘણી મુંબઇ તણી નારી બનાવે ઠાઠ બસ ભારી
બને વર થાય ભીખારી, જુઓ મુંબઇની શેઠાણી?
અને મુંબઇની શેઠાણી કરે પઇસા તણું પાણી
રળે વર ટાંઠીઆ તાંણી જુઓ મુંબઇની શેઠાણી?
પતિ શીતેર લાવે છે, સકળ પત્ની ઉઠાવે છે,
છતાં દેવું કરાવે છે, જુઓ મુંબઇની શેઠાણી?

વસાવે નવનવી સાડી, ફુલેલી ફેન્સી ચોળી;
ખરીદે બુટની જોડી, જુઓ મુંબઇની શેઠાણી ?
સુવાસિત તેલને અતર, રૂમાલો રાખતી સતર,
ગણે છે કોણ ત્યાં ગણતર ! જુઓ મુંબઇની શેઠાણી ?
કબાટો કે ત્રીજોરી ના-છતાં દશબાર ચાવીના;
રૂપાના રાખતી ઝુડા, જુઓ મુંબઇની શેઠાણી ?
જશે નાટક તમાસામાં અગર સરકસ-સીનેમામાં;
ગણે મ્હોટાઇ ભપકામાં જુઓ મુંબઇની શેઠાણી ?
સદા-નરવી રહે નાડી, જતાં કંઇ જોઇશે ગાડી;
જશે લટકો કરી લાડી, જુવો મુંબઇની શેઠાણી ?
કરે ઘરકામ સૌ ઘાટી—પદ્મણી પાલવે જાતી;
અહા ? હોંસે હુવા ખાતી, જુઓ મુંબઇની શેઠાણી ?
નથી નારી સકળ એવી, સતી કંઇ છે સીતા જેવી;
દયા સૈભાગ્યની દેવી અસલ છે એજ શેઠાણી ?
નકલ કરનાર શેઠાણી ? સુણી ના કોપશો વાણી;
હશે પરમાર્થિ ને શાણી, ખરી મુંબઇની શેઠાણી ?
અપંગો પર દયા આણી, દુઃખીના દર્દને જાણી;
મદદ દેતાં ન અચકાણી ! અહાહા ! એજ શેઠાણી ?
સ્થિતિ સ્વામી તણી જાણી; વીના"ઘાટી"ન ગભરાણી;
શિયવંતી વિનયવાળી, ગુણી ગૃહરાજ્યની રાણી ?

("શા. મણીકાન્ત"ની કાવ્યમાળામાંથી)

કંસવધ. —:—:—

કાનુડા તારી કામણ કરનારી, વ્રજમાં વાંસલડી વાગી.
મીઠી ને વળી મોહક, મન વશ કરનારી—વ્રજમાં.
મન વશ કરનારી, સ્વર સુણતાં લાગે સુખકારી;
હું ઘેલી, (૨) તમ વિણ થઇ છું ગિરધારી—વ્રજમાં.

ભિષ્મ પીતામહ. —:—:—

જખમના દરદો જખમી જાણેરે, વિણ-જખમી શું જાણે.
મરદન ઘા તો મરદ વખાણે. કાયર શું જાણે.
ઓ બાઇજી............................કાયર શું જાણે;
આમ્ર સ્વાદમાં કોકીલ માણે મૈના દાડમ દાણે,
હરખી હરખી હંસ કમળના કોમળ તંતુ તાણેરે;
બગલા શું જાણે..............ઓ બાઇજી.........જ૦
પતિ-પત્ની માણે રતીરસમાં કામદેવને બાણે,
શું સમજે તે જોગી જન્મનાં, જે જગ મીથ્યા જાણેરે;
જાણે તે જાણે.................ઓ બાઇજી.........જ.

વૈરાટપર્વ રાગ-ભજન.

કાયા માયા કોઇકી નાહીં ભાઇ, સબ કહેતેહંય અપની અપની.
સત્ય જુગમેં હરિશ્ચંદ્ર ભયે રાજા, સત્યકી સત્ય કહી,
એક સત્ય કે કારને ઉને કાયા—એચ દઈ ?
ત્રેતામે રાવણ ભયે રાજા કંચન કોટ સહી,
એક લક્ષ પુત્ર, સવા લખ જ્ઞાતી, વાકો લકડી નાહીં મીલી ?
પ્રાન વાયુ જબ ઉડ ગયા તનસે, માયાભી મીટ ગઇ,
ઇસ દુનીયામેં વોહી નર જુઠા. જીસને કાયા અપની કહી.

બળીરાજા.



છાને કહેતા છકેલી, રંગીલા મને છાને કહેતા છકેલી,
હું તો જોબનમાં ઘેલી બનેલી—રંગીલા મને૦
બાગબગીચાની સહેલ બહુ સુંદર, જાણે શું ઘરમાં ગોંધેલી,
બહામી હુલસોને બારી જસેબી. તાજી તાજી ખાઉં પહેલી-રંગીલા.
સાટીનની સાડીઆ કસબી ભરેલી કોર, સ્વપ્ને નહિ કોઇએ દીઠેલી;
પોલકાને ચોળીઓનો પાર નહિ મારે, લટકેથી લુંગી લાવેલી-રંગીલા.
નવસેરા હાર સાચા મોતીના સુંદર, બંગડીઓ મંગ્રેજ મઢેલી;
ઝુમણાને ઝુમખું લાડાઇ પહેરતી. વિદ્યા હું પાકી ભણેલી-રંગીલા.

સુર્યકુમારી



સોહામણી સ્વર્ગની વાટ, એક દીન શોહાવજો હોરાજ,
રસીલા અમરાપુરીના ઘાટ. એક દીન શોહાવજો હેરાજ.
મૃત્યુ લોકનાં મનુષ્ય ક્યાં-ક્યાં અમરાપુરી ઘાટ,
અઘટીત-ઘટે એ કેમ બને, વસમી વીકટ એ વાટ.
મુગટમણી તમે રાજસદનના, પારીજાતક તમે નંદનવનના;
રાજવંશી દેવાંશી રસીશ્વર, પ્રિતજયોત પ્રગટાવી પરસ્પર.
મેળવવા અંતરમાં અંતર, સ્વર્ગ અમારૂં સોહાવજો હેરાજ.

રાજા સંભાજી. —રાગ-ભજન-ઉસ્તાદી.—

રાજા તોરા ડુંગરીઆ પર, બોલે ઝીણા મોર.
મોર બોલે પપૈયા બોલે, કોયલ કરેરે કલશોર (૨)-રાજા.
માઝમ રાત વીજલડી ચમકે. છાંઇ ઘટા શી ઘનઘોર (૨)-રાજા.

સાખી { કોકિલ શરન તું કરી, બળતીને નવ બાળ.
હું સતી પિયુ વિરહમાં, ઉઠે ઉઠે ઝાળ.

બાઇ "મીરાં" કહે પ્રભુ ગીરધરનાગર, તું મારા ચિતડાનો ચોર-રાજા.

ભજનામૃત. —રાગ. ભજન મીરાંબાઈકૃત—



બલીહારી રસીયા ગીરધારી,
સુંદર શ્યામ હો તજી અમને.
મથુરાંના વાસી. આવા ન બનીયેજી,
વાંસળડી વાગે એહવા ભણકારા વાગેને.
વૃજ વાટ લાગે ખારી—સુંદર
જમુનાને કાંઠો વહાલા. ખાવાને દોડેને,
અકળાવી દે છે મુને ભારી.
વૃંદાવનકેરી શોભા, તમવીણ અમનેતો
નવ લાગે હવે સારી—સુંદર
ગોવરધન તોળ્યો વ્હાલા ટચલી
આંગળીયેને. અમપર ઢોળ્યો ગીરધારી
મીરાંબાઈ કહે પ્રભુ ગીરધરના ગુણ, શુદ્ધ પ્રભુ લેજો માહરી—સુંદર

અરૂણોદય. —: આબાદીનો ઉપાય :—

ચાહો જો ભારતના સંતાન, જગતમાં ભારત આબાદી
..............................—તમે અંગે ધરો ખાદી.
દેશ ઉદયની તજો નિરાશા, હવે બનો આશાવાદી,
વિદેશીના તમે મોહ તજ્યાં નહી, કરી દેશની બરબાદી,
કલંક કાળા દુર કરો એ, પાવન કર પહેરો ખાદી—ચાહો.
"આ દેશ ભારત વર્ષ છે, જ્યાં પ્રથમ અરૂણોદય થયો,"
"અસ્તાચળે તમ ભાગ્યનો. ભાનુ અરે આજે ગયો."
"પ્રાચીનકળા મંદીર તમારૂં, તેજ હીણુ દેખાય છે,"
"કારણ તમારી સંપતિ, પરદેશમાં વહી જાય છે."
લોકમાન્યના નિરવ્રતની, કંઇ ધરો ઉરમાં યાદી,—તમે અંગે.

એકજ ભુલ.

મને ભોળીને ભરમાવીરે મા કેમ કરૂં ?
અણુસમજુને ફોસલાવીરે મા કેમ કરૂં ?
મારી પાસે પાસે આવે, છાની વાતો સંભળાવે,
મારૂં દીલ લલચાવે, પેલો ગરજી !
પ્યારી કહીને બોલાવે, એની પાસે કેમ ફાવે,
એ તો સંભાળે ન એકે, મારી અરજી;
છાતીમાં-તો અરરરરરર અરરરરરરર થાયરે. મા કેમ કરૂં-મને
એના મોઢાંથી મીઠાસ એ તો જાણે નાગપાસ,
પછી હોય કે ન હોય મારી મરજી;
કરે પરાણે એ પ્રીત, એતે કયાંની હશે રીત ?
થઇ બેશે ધરાર મારો વરજી ?

પૃથ્વી પુત્ર

માળ મોતીડાની મોંઘી મંગાવજો,
કંઠ કોડીલા કંઠે પહેરાવજો.
ચોળી કુંસુબી રંગે રંગાવજો.—માળ.
સાડી સુંદર શરીરે સોહાવજો.
હોંશીલા હીરાની બંગડી બનાવજો.
કોમળ કર કુંદન ને કંકણુ દીપાવજો,
હાર હીરા માણેક મઢાવજો.—માળ.
નીત્ય મીષ્ટ ભોજનીયાં ભાવે જમાડજો,
આછાં આછાં ફુલડાંની વેણી ગુંથાવજો.
સદન વીજળીની જયોતે સોહાવજો,
મીઠા જોબનનાં જાંબુ ખવરાવજો.—માળ.

રાજા જશવન્તસિંહ —રાગ. કવ્વાલી—

અમર આત્મા અમારો છે. મરણુ દરકાર શા માટે !
મરી જાશે જે જન્મીને, જીવન દરકાર શા માટે !
જગતમાં પ્રાણી કૈ મરતા—મરીને—જન્મતાં પાછાં,
બધાં ઘટમાળમાં ફરતાં, પછી તકરાર શા માટે !
ચૂક્યો જે લક્ષ જીવનનું ગયો તે જીંદગી હારી.
જીવ્યો તે ના જીવ્યો જગમાં, જીવન ને ભાર શા માટે.

મહાશ્વેતા કાદમ્બરી —:═══:—

માલીકના બાળક સૌ માલીક સૌના શ્રી જગનાથ (૨)
કર્તા હર્તા સૃષ્ટિના સૌ બાજી એને હાથ—
ઋણાનુંબંધે આવી મળતું, બાંધ્યું નવ કોઇનાથી ખળતું
જગત માત્ર તેને આધીન છે. અનાથના જે નાથ
નહિ પીંડ આ પોતા તણો, પોતાનું કંઇ ના જાણવું
સૌએ શુભાશુભ કર્મને પોતા તણુંજ પ્રમાણવું—જગત.

છત્રવિજય —:═══:—

આશીષ બાપુ આપો, અહીંઆથી વંજો માપો
મારા રાજા ચાલાકી આનું નામ છે—
તાલ કેવો કીધો ? બગલા દગો તેં દીધો;
આ સિંહ તણો ચાલાકીથી શીકાર પકડી લીધો.—મારા૦
ભોગ લાગ્યા મારા મેં બગલાને ઘરમાં ઘાલ્યો.
ગોટાળો ગંભીર કર્યો, ને બુલબુલ આ લઇ ચાલ્યો.
( વાહરે મારા વ્હાલા—લટકાળા લહેરી લાલા )
કેશર શીદ કરો છો આજા ? તમને લઇ જાય મોટરવાળા—મારા૦

બોલતો કાગળ —:═════:—

રંગી, આ દુન્યા. નારંગીએ, રંગી, તે રંગી બેરંગી, દુન્યા દોરંગી...રંગી
સાગર પાણી શીતળમાં, વડવાનળ તેના તળમાં, આગને પાણી બન્યા સંગી
આ આજે અંગી મનાતાં, કાલે ભુજંગી થાતાં
કોણ ભુજંગી...કોણ અંગી...રંગી...
વાયુ જે દીપક ઠારે, આગને એજ વધારે;
પ્રભુની પ્રભુતા દોરંગી...રંગી આ દુનીઆ.

બોડાણો. —કબીર ભજન—

તારી ધારે ગાડી હાંકોરે, મેરામણ ગાડીવાળા,
તારી મજરે ગાડી હાંકોરે, મેરામણ ગાડીવાળા;
ઘોડા છુટયા થાનશે, પીછે પડી પોકાર,
દશ દરવાજા બંદ હુવા, તોબી નીકળ ગયા અસવાર-તારી૦
ગંગા કીનારે ઘર કરી, અને નહાવો નીરમળ નિર,
આપ્યા વિના શું પામીએ, તે કહી ગયા દાસ કબીર-તારી૦

અરૂણોદય. —રાગ-ગઝલ-કવ્વાલી.

વ્હાલા કહું વહેવારની, બે વાત આ અમૂલ છે,
અભીમાનથી ન સાંભળો તો આ તમારી ભૂલ છે!
મન માન્યું મળતું નથી, કોઈને બહુય સંસારમાં,
ખામીમાં ખામી ખોળવી, એ તો તમારી ભૂલ છે.
કાળા છીએ રંગે અમે પણ, કાળજાં-કાળા નથી,
તેનાય કીંમત ના કરો તો, આ તમારી ભૂલ છે.
છોડી અમે શ્રી રામને, જપીએ તમારા નામને,
તોએ ન રાખો નેડલો, તો જીવતર અમારૂં શુળ છે.
મોહ અમી આપો નહીં, તો ચાહ—એ શા કામનો,
આ પાપ બાળો કાળજાં, એ તો તમારી ભૂલ છે.

અહલ્યાબાઈ. —:═══:—

મને એવો પરણ્યો ભાવે, બોલ્યું સાંખે લાડ લડાવે,
નોકર થઇને નમતો આવે. લાગે પાય, પાય, પાય,
મનગમતાં વસ્ત્રો લાવે, હીરા મોતીડા મંગાવે.
પ્રેમે પ્રીતિરસ પીવડાવે ચિતડું ચાય, ચાય, ચાય,
મીઠી બંસીહું–એ મણીધર, મધુર નાદપર ડોલે,
નયન ઇશારે થનથન નાચે ખમા, ખમા, કહી બોલે,
નમતો જાય, જાય, જાય,
ભલે મેઘ એ હોય શ્યામ હું–વીજળી થોડી થોડી,
કામણગારો કૃષ્ણ, ગણીને, બનું રાધીકા ગોરી–જોડી–
જુગતી થાય, થાય, થાય,
ધોળે દિવસે રાત કહું તો. "હાજી હા" જે કરતો.
બની દીવાનો રૂપ રંગમાં પાછળ પાછળ ફરતો.
"હું ક–હોવે" ધણી તો તેવો જોઇએ લાગે પાય, પાય, પાય,

વિર કુણાલ —રાગ–ગઝલ—

સમય જો હોય સારો તો, સકળ સંસાર સારો છે,
સમય સારો સિધાવ્યો ત્યાં, નહીં સંસાર તારો છે.
સમય પર જે મહારાજા, સમય પર તે ધરે ભગવા,
સમય પર ખાય તે ધક્કા, સમયનો રંગ ન્યારો છે.
ચડે વાદળ ચડે ભરતી, ચડે જોબન વધે લક્ષ્મી,
ઘડીમાં તે પડી જાતાં. સમયનો રંગ ન્યારો છે.
સમય સારે ન સારૂં જે, કહે તે સહુ ગમારો છે,
અભાગી ખાય તે ખત્તા, સમયનો રંગ ન્યારો છે.

**સુકન્યા સાવિત્રી—( યમ સાવિત્રી સંવાદ )**

શા માટે શ્રમ કરે, **સતિ** તુજ **પતિભક્તિ** સાચી (૨) હવે પુત્રી વળ તું પાછી (૨)

**સાવિત્રી**-સજ્જન કેરાં સાથમાં, મેં ડગ ભરીયાં સાત,
મિત્ર ભાવે સુણજો હવે, આ દીન વનીતાની વાત.
**ધર્મ** જે **વેદ પુરાણે** ભણીયો, મુખ્ય ધર્મ **ગૃહસ્થાશ્રમ** ગણીયો,
કૃપાનાથ મમ, પ્રાણનાથ શું રહી વૃતી રાચી (૨) વળું મહારાજ કયમ પાછી (૨)

**યમ**-સુણી વિવેક ભરી મૃદુ વાણી, થયો પ્રસન્ન અતિ મન આણી,
સત્યવાનના જીવિત વિનાં, કાંઈ-**ઇચ્છીત વર યાચી,** (૨) હવે-

**સાવિત્રી**-મહારાજ! (**મારાં અંધ સાસુ સુશ્વર દેખતાં થાય.**)

**યમ-તથાસ્તુ! ભાગ્યવતી** તું અતિદુરઆવી. થાય કોથી મિથ્યા નવ ભાવી-શા૦

**સાવિત્રી**-પતિ સમીપ શ્રમ નહી જરી જ્યાં જાએ મમ નાથ,
તપવ્રત આપકૃપા વડે ત્યાં આવું તમ સાથ. સંગત રાજ્જન તણી નથી સોંઘી-
મૈત્રી **સંતપુરુષની** મોંઘી, કૃપાનાથ મમ પ્રાણનાથ શું રહી વૃતિરાચી (૨) વળુ

**યમ**-અર્થ યુક્ત સંભાષણ તારૂં બુદ્ધિમાં વૃદ્ધિ કરનારૂં,
સત્યવાનના જીવીત વીના, કાંઈ-**ઇચ્છીત વર યાચી—**હવે.

**સાવિત્રી**-મહારાજ(**મહારાબુદ્ધિશાળીસસરાજીનેપાછુંરાજ્યપ્રાપ્તથાય**)

**યમ**-તથાસ્તુ! ઉત્તમ વર **એ** આપ્યાં ભાવે હજી પ્રેમદા પુંઠળ આવે-શા૦

**સાવિત્રી**-સુપાત્ર જન કરતાં કદી, **સુપાત્રોનું સનમાન**,
સાધુ, તો દુશ્મન તણું, પણ સાધે કલ્યાણ.
કૃપાનાથ મમ પ્રાણનાથ શું, રહી વૃતી રાચી. (૨) વળું,

**યમ**-શિતળ વચન સુધાસમ તારા, તૃપા તૃષાતુરની હરનારા,
સત્યવાનના જીવીત વિના, કાંઇ-**ઇચ્છીત વર યાચી**-હવે.

**સાવિત્રી**-મહારાજ! (**મારા પિતાના કુળની વૃદ્ધિ કરનાર મારે સો ભાઈ થાય.**)

**યમ-તથાસ્તુ.** સાસરીયાનું માન વધાર્યું, પીયરનું પણ કાજ સુધાર્યું-શા૦

**સાવિત્રી**-પર દુઃખે દુખીયા બને, દુઃખદ દર્દ વિશ્રામ,
..............................ભરસો મારે સંતનો, કરવાનું શુભ કામ.

સ્વજન માંહી વિશ્વાસ નવ લાવે, સજ્જન ઘર પુછતું સૌ આવે,
કૃપાનાથ મમ પ્રાણનાથ શું રહી વૃત્તી રાચી. (૨) વર્ણું.
યમ-મધુરાં નવીન વચન સંભળાવ્યા, અતિશય તે મારે મન ભાવ્યાં.
સત્યવાનનાં જીવીત વીનાં, કાંઈ-ઈચ્છીત વર યાચી. (૨) હવે.
સાવિત્રી-મહારાજ ! (મને મારા સ્વામીથી ઔરસ સો પુત્ર થાય.)
યમ-તથાસ્તુ ! ઘટે ના થાવું અતિ, વર લોભી, તજી પુંઠ હવે જા અહીં થોભી, થા૦

સાવિત્રી-સ્વધર્મ વ્હાલો સાધુને, જે ચુકે નવ લગાર,
સાંપ્રત ભુત ભવિષ્યની, ગતિ તણાં આધાર.
સજ્જન ફરે ન આશા આવી, બોલ્યું અબોલ્યું ન કરે કદાપી.
કૃપાનાથ મમ પ્રાણનાથ શું રહી વૃત્તી રાચી. (૨) વર્ણું.
યમ-અમુલ્ય તારાં વચન વિચારી, વાધે તુજમા ભક્તિ મારી,
ભગવતી છેલ્લું ઉત્તમ અનુપમ, ઈચ્છીત વર યાચી (૨) હવે.
સાવિત્રી-પુત્ર તણું મુજને દીધું, પ્રભુ આપે વરદાન,
જીવત દાન દઈ જીવનને, સત્ય કરો ભગવાન................!!!

સુદ્રા પ્રતાપ. —:═══:—

બહુ ધીરજના ફળ મીઠાં બેન, ધીરજના ફળ મીઠાં છે;
કહે ઋતુ વિણ ફળ ક્યાં દીઠાં બેન ઋતુ વિણ ફળ ક્યાં દીઠાં છે.
તરૂવર તહાં તરૂવરની છાયા, કંથ તહાં કામનિની કાયા;
જન બહુ મથન કરીને થાકે, ઉતાવળે આંબા નવ પાકે.
મન કરીએ ન અજીઠાં......બેન-ધીરજ.

માલતી માધવ. —:═══:—

લ્યો સુંદરી સુમનની માળા, જાઓ કહેજો પ્રદ્યુમ્ન કુમારા,
માળા નહિ પણ વરમાળા, સુંદર વર ઓ...શરમાળા.
મુખ દર્શનથી મન ચોરી (૨) ચિત હરી ગઈ બાળા ચકોરી,
તમે કિશોર એ નવલ કિશોરી, મટકે મોહ્યાં મટકાળા...લ્યો.

**શ્રી ભોજાભગત કૃત. —ચાબખો. રાગ ભજન—**

મુરખે નાર કુભારજા આણી, એનું ઘર કર્યું ધુળધાણી–ટેક.
પાંચ મણની લાપસી ભરડી મણની ભુંજી ધાણી;
ઘી'નાં ધાડવા ઢોળી નાખ્યાં, દુધમાં નાંખ્યું પાણી–મુરખે.
વાર પરબે વઢવાઢ કરેને, કલેશ કરે જાણી જાણી;
છોકરાંને માથે છણકાં કરેને, ચૂંટીઓ લે તાણી તાણી–મુરખે.
ખરે બપોરે રસોઇ નીપજાવેને રાતે જાતી પાણી;
છોકરાંને મારી મારી સુવાડે ઓસાવા રાત જાણી–મુરખે.
ટાઢું શીળું કંથ આગળ ઝાંસે, મરે જ્યારે ભૂત તાણી;
સાંજ પડે ઘેર ભટકીને આવી, ઉપર જાતાં રીસાણી–મુરખે.
પટીયા પાડી આંખ આંજી આકડે, સાસરે પીયર ન સમાણી;
"ભોજો ભગત" કહે ગુરૂ પ્રતાપે; ઉતરેલ નાર શીદ આણી–

**પૃથ્વી પુત્ર. —રાગ. કવ્વાલી—**

લોકો કહે છે કૃષ્ણ કર્તા, અકર્તા સાક્ષાત છે;
તો ધ્યાન દઇને સાંભળો. આ અજાયબીની વાત છે.
ખાંડીવને બાળ્યું અર્જુને લંકા હતી સોના તણી
હનુમાનજીને પૂછડે; ત્યાં આદર્યો ઉત્પાત છે.
બાળ્યો નકામો કામને, એભાનમાં શ્રી શંકરે,
દારિદ્ર જગનું બાળવા ના કોઇની તાકાત છે.
આ કોલસાનો ભેદ એ, દારિદ્ર બાળો દેશનું;
જો કૃષ્ણથી એ ના બળ્યું તો અજાયબીની વાત છે.
બ્રહસ્પતિ સમ વિદ્વતામાં, વિપ્ર આ સાક્ષાત છે,
ઉલટા તણું સુલટું કર્યું, એ અજાયબીની વાત છે.

ઉદય-ભાણુ. —:—



રસીયો રસીલી ચાંદની નો–
સમો સાધી.
તજી સઘળી ઉપાધિ, ગયાં–
ઉપવનમાં
ગુપચુપ વાતો કરે,
નેન ના ઇશારા કરે,
સંગે હસે હરે ફરે રંગ–
ધુનમાં—(પછી),
પળમાં રીસાયા છે રસીલા
ભાન ભૂલી ભામિની–
માનતા મોહન નથી, હાથે પગે થઇ માનુની
વેળા રસીલા વહી જશે, પસ્તાવો પાછળથી થશે.
માન મોહન! માન જાશે કાળ કાં'ણુી રહી જશે.
તું માન ભલે ના માન મને પરવા નહિ,
જીવજાન તને નહિ અલગ કરૂં તનથી,
પ્રીત વચન વીણા રચના રસીયા મન વસીયા મારેજી—

સંસાર નૌકા. — રાગ. ઉસ્તાદી. —

શ્યામ ઝુલે હીંડોળા કુંજન બનમે! કુંજન બનમેં મધુ બનમે.
લતાએં—પુષ્પોકો, ઝુલેમે ક્યા ઝુલાતી હંએ?
પવનકે ઝોકોમે ટયેસી સુગંધ આતી હંએ?
ચમનમેં ઝુકતે શાખેં સમા દીખાતી હંએ?
મદન કો ગોદમે લેકર, એહ સબ રમાતી હંય?
બસ ગઇ સાંવરી સુરત એહ નયનમે?–શ્યામ૦

સાગર સરીતા. —:═══:—

કુંવારું રહેવુંજ ઘણુંજ સારૂં બળ્યું પરણવાનું કાકાજી બળ્યું પરણવાનું,
સારો ધણી જો નહીં મળે તો જુગ જુગ રડવાનું;
કાકાજી જુગ જુગ રડવાનું.
પ્રેમથી રમાડું તને વ્હાલી હંમેશાં, ખાલી તું શીદ અકળાય;
એ વ્હાલી ખાલી તું શીદ અકળાય;
ભાણીયા દીકરા મુંગો રહે. નહીં તો ફજેતો થાય;
એ કાકા તમારૂં નખ્ખોદ જાય.
મેનાં તું ક્યારે હવે મારી થાય......નહીં......તો કુંવારૂં૦

સુરદાસ કૃત. —ભજન–રાગ–પદ—

કેનું તે થાશે વહાણું, ઘેલા પ્રાણી કેનું તે થાશે વહાણું–(ટેક)
લાડીને લાવું ને પુત્ર પરણાવું, કાલની વાત ન જાણું–ઘેલા,
બળીરાજા કહે લેઉં ઇન્દ્રાસન, યજ્ઞ કીધા નવ્વાણું–ઘેલા.
જગત જુગદીશ ના ઓળખ્યા, એણે–ક્ષણું એક ન રહેવાણું–ઘેલા.
કાયા જુઠી માયારે જુઠી, જુઠું તે ઘર કેરૂં નાણું–ઘેલા.
"સુરદાસ" કહે તમે હરી ભજી લ્યો, ઓચિંતુ આવશે આણું–ઘેલા.

સત્ય પ્રકાશ —:═══:—

બાઇ હું તો પરણી તોય કુંવારી;
મને મળ્યો વૃદ્ધ ભરથાર, મારો એળે ગયો અવતાર–બાઇ.
સાસુ સતાવે નણંદ ડરાવે મ્હેણાં સહુ સંભળાવે.
કજોડલાની કહાણી કહી મને પાડોશણ શરમાવે–બાઇ.
કુવે તળાવે પાણી જાઉં ત્યાં લોકો પાછળ આવે
"નવી કાકી ક્યાં ચાલ્યાં" કહીને, પીડવા મને બોલાવે–બાઇ.

સુરદાસ. —રાગ. ભજન–પદ—



નાથ કૈસે ગજકો બંધ છુડાયો,
પ્રભુ એહી અચરજ મોહે
આયો–ના.
ગજ ઓરગ્રાહ લડત જલ
ભીતર,
લડત લડત ગજ હાર્યો,
જવભર શુંઢ રહી જલ ઉપર,
તબ હરી નામ પુકાર્યો–ના.
સવરીકે બોર સુદામાકે,
તાંદુલ,રૂચીરૂચી ભોગલગાયો,
દુર્યોધનકો મેવો ત્યાગી,
ભાજી વિદુર ઘર પાયો–ના.
પેઠ પાતાળ કાળી નાગ,
નાથ્યો ફેણપરનૃત્યકરાયો,
ગીરી ગોવરધન કર પરધારી
નંદ ઘર લાલ કહાયો–ના.

અગાસુર માર્યો, બગાસુર માર્યો, દાવાનળ પાન કરાયો,
સ્થંભ ફોડ હિરનાકંશ માર્યો, નરસંગ નામ ધરાયો–ના.
અજમેલ ગજ ગુનકા તારી, દ્રૌપદીકો ચિર પુરાયો.
પયપાન કરતાં પુતના મારી, કુબજાકો રૂપ બનાયો–ના.
બોલ કોટડી પ્રાહલ ધાયો, ગરૂડકો નાહિ બોલાયો,
છુટો નહિ રાધાજીકો કંગન, ઓ બલ કહાંરે ગુમાયો–ના.
જોગી જનકા ધ્યાન ધરત હે, ધ્યાન ધરત નહીં આયો,
"સુરદાસ" પ્રભુ તિહારે મીલનકુ, જશોદાકી ધેન ચરાયો–ના.

નં ૬—બત્રીસી. —રાગ—શેત્રંજ—

ગંગાજળ નિરમળ સમુ શુદ્ધ પવિત્રજ સાર,
તેવું કુળ જો માહરૂં (તો) પડ પાસા પોબાર.
હંસ ગયો સરોવર તીરે દીઠું અમ્રુત સાર;
પીધા વીણ પાછો ફર્યો, (તો) પડ પાસા પોબાર.
સત્ય ચુકે જો સાધવિ, ધરા ન ઝીલે ભાર,
તે ગુણ હોય જો મુજ મહીં (તો) પડ પાસા પોબાર.
નામ મુખે અમૃત ઝરણુ ચોર કને ભંડાર,
કામી પાસે રહે કામની (તો) પડ પાસા પોબાર.
મીઠો આંબો સર્વદા, ઉત્તમ ફળ દેનાર.
સત્ય અસત્ય ઠરે નહિ (તો) પડ તો પાસા પોબાર.
વિમળ ફુલ નિહાળીને, ભ્રમર ગયો તે ઠાર.
દીઠું પણ અડક્યો નહિ (તો) પડ પાસા પોબાર.
અહલ્યા સિતા દ્રૌપદી સતિ ખરી નારધાર.
તેવું ચિત્ત જો માહરૂં (તો) પડ પાસા પોબાર.
ભૂખ્યા આગળ જો ધરે, ઉત્તમ ભોજન સાર,
ખાધા વિણુ ઉઠે નહિ (તો) પડ પાસા પોબાર.

મહાશ્વેતા કાદમ્બરી —:═══:—

અલી જોજે મનાની ભોળી મેના, ભોળવશે તુજને પોપટજી મીઠું મીઠું બોલી.
અલી જોજે દેતી તું અંતર ખોલી.............ભોળવશે

સાખી { પ્રેમે પોપટ રાજ દીલની દીલ મહીં સમાવશે,
ઋતુ વસંતે માનુનીને મદનરાજ મનાવશે.

રસ રાજની રસરેલ જ્યાં રગ રગ મહીં વ્યાપી જશે,
જખ મારી મેના માનશે, પણ ખોદ પાછે લાગશે—

પુંડલીક —રાગ-ભજન—

હમણા તો નથી નવરાસ ગુરૂરાજ અમો ધડપણુમાં ગોવીંદ ગાશું
મરણ પછીની વાતો કરો છો મોટી, ત્યારે હમણાં શું પ્હેરવી લંગોટી;
વાત થાય છે ઉધારની તે ખોટી, કેમ શ્યામલાલ ? સાચું...યાર...ધડ.
હજુ બાંધવા છે મારે કંઇક માળા, હજુ થાવું છે દશ વીશ મીલવાળા
ઘર તાજા કરી ફુંકવા દીવાળા-કેમ શ્યામલાલ ?...સાચું...યાર-ધ.
જ્યારે ચાલશે નહીં કાયા હમારી, ત્યારે સાંભળીશું કથા આ તમારી,
મળે નારી નહિ તો રહેજે બ્રહ્મચારી-કેમ શ્યામલાલ ?...સાચું-યાર,

છત્ર વિજય —:——:—

અલી નયન બાણુ કયાં વાગ્યા ?

મનના મુગ્ધ ભાવ કયાં જાગ્યાં ? સાચું બોલ બોલ બોલ.
કોણ રસિકવર મળ્યા પરસ્પર કયાં હૃદયે અનુરાગ્યા ?
લોચનીયાં મદ ભેરા તલસે અધર સુધારસ તરસ્યાં.
વશીકરણ કોણે કીધા-આ. વ્હાલ કહે કયાં વરસ્યાં ?-સાચું.
લાલ કોણ ને લગની શાની, હજી હું બાળ કુંવારી,
ચાલાકી મુકી દો ચતુરા, જાણી ઠગાઇ તમારી.

આનંદ લહરી —:——:—

પાધરે પંથે જા ગુમાની ! પાધરે પંથે જા.
સુંદરી સામા જોઇ જાદુગરી, આંખના ન કર થા;
રસિયાજી ? આવી નાજુક વયમાં અવળા લક્ષણ આ.
હઠીલા ! પધારે પંથે જા, રંગીલા ! પાધરે પંથે જા;
વાત કરૂં જરા છાતીયે ચાંપું, કે ચુંબન આપું-હા.
દંત દંખે એવા અધરામૃતની લાફ ઘસીને નાં;
છોગાળા ! પાધરે પંથે જા, છબીલા ! પાધરે પંથે જા.

પૃથ્વી પુત્ર

નવીન પ્રેમ રસભીની મૃગનયની, ભાન તું ક્યાં ભૂલી આવી,
સાણી સલુણી મદન મદમીણી, કોણે તને ભરમાવી બ્હેન ?–ભાન.
સરવર તટપર જલક્રીડાએ, સહજ સખી એ તો આવી.
ચંપક છાંયે ઉભી રહી એને ભોગીએ ભરમાવી.
અરસપરસ અમ આંખ મળી, મને લોચનીએ લલચાવી–બેન,
માર્ગે જતાં મળ્યો મધુકર નિકટ ગઇ અણુજાણી,
મદભર રસીકા રસ લૂટતાં રસ ઘેન મહીં ઘેરાણી,
મનગમતાની મોજમઝાહમાં ફુલ વેણી વીખરાણી–બેન.

સંસાર સાગર— (રાગ કવ્વાલી.)

ઘરને સંભાળી રાખતાં, વાડી જતી રહી;
લટકાળીને લોભાવતાં, લાડી જતી રહી.
સીધી સડક જાતો હતો, થાંભલો નડયો,
મોટર અમારા પ્રેમની, આડી જતી રહી.
જાવું હતું દાદર ઉપર, પણ ભાન ન રહ્યું,
એ મોહમાં માહિમની, ખાડી જતી રહી.

સિરાજુ દૌલા— (જાદુભરી આંખો)

એ ગઇ છતાં એની છબી આવે નજરમાં,
આંખો ગજબ જાદુ ભરી ખુંચી જીગરમાં.
દેખાવમાં ભોળી છતાં જાદુ ભરી એ,
રાખે હજારો તીર કાતિલ વાંકી ભમરમાં
ગાલો મહીં રાખો ગુસ્સાની લાલી છુપાવી,
ઉભી'તી નજાકત ભરી એ રકે કમર ત્યાં.
પરવા ન તાજે તખ્તની એ નાજે અદાપર,
વણમૂલ વેચાયા અમે માશુકના કરમાં.

સંસાર સાગર—

હું તો નાજુક તબીયતવાળી, મારી તબીયતને સાચવજો,
મારા મિજાજને સંભાળી, મારી તબીયતને સાચવજો.
મમ્માની માનીતી હું છું, પપ્પાને બહુ પ્યારી,
વાત કરે કોઈ ગુસ્સે થઈ તો, ધડકે છાતી મારી.
ઉઠી સવારે આઠ વાગતાં, તરતજ ચા' પીનારી,
લેટ થાય જો મીનીટ એક તો, તબીયત જાશે મારી.

સંસાર સાગર—

જવાની રાતે રીસાઇ બેઠાં મનાવા ગઇ તો કહે કે ઉંહું;
પૂછ્યું મેં છે કાંઇ ગુન્હો અમારો, કહોને કંઇ—તો કહે કે ઉંહું.
ગુલાબ ડોલર ગુંથીને લાવી, પૂછ્યું કે એમાં ગમે શું તમને?
નયન નચાવી જરાક હાંસી કરી મે, ત્યાં તો કહે કે ઉંહું.
હું યે તોફાની ને એ હઠીલા, નમ્યું ન એમાં ઓપ આપે;
હૃદય કહે કે કલહ તજી દો, હઠીલી જીભે કહ્યું કે ઉંહું.
મને રડાવી રડયા હતા એ, હસ્યા હસાવ્યા વિના સિધાવ્યા;
પછી મેં કાગળ લખ્યો ક્ષમાનો, જવાબમાં એ લખે છે ઉંહું.

સિરાજુદૌલા— રાગ–કવ્વાલી.

મધરાતડી વીતી ગઇ પણ આંખડી હજી ના મળી,
નૂરેનજર થઇ આકળી દીલબાર વિના એ બાકળી.
રસ્કે કમરની રોશનીથી–રોશની ઝાંખી થઇ;
એ રોશનીને શું કરૂં દીલ રોશની ના ઝગહળી.
ક્યાં સુધી કરવી સબર, દીલદારને કૈં ના કદર,
એ સબરમાં ને સબરમાં; દીલદાર થઇ ગઇ દુબળી.

સિરાજુદ્દૌલા— રાગ-કવ્વાલી

જેવી કરે જે કરણી, તેવી તરત ફળે છે,
બદલો બુરા-ભલાનો' અહીંનો અહીં મળે છે.
ઉંચે ચડે છે ત્યારે સહુને જે તુચ્છ ગણતા,
પટકાય જ્યારે નીચે, ત્યારે સમજ પડે છે.
હસતા ઓને રડાવે, રોતા ઉપર હસે જે,
રોનાર તેને કોઇ. આખર નહી રહે છે.
આપ્યા વિના ન મળશે, વાવ્યા વિના ન ફળશે,
ઈન્સાફ એજ કુદરત, અહીંનો અહીં કરે છે.

શાલિવાહન—

લક્ષ્મી વિણ લક્ષણવંતાની, કીંમત નહી અંકાવાની,
ભાગ્યવિનાની લક્ષ્મી ઘરમાં, આવી તે વહી જાવાની.
લક્ષ્મી તું છે મૂળ દુઃખનું, જ્યાં ત્યાં ક્લેશ જગાવાની,
ચંચળ થઇ ઘરઘર ફરતી તું, સારા-કર્મ તજાવાની.
એકનું લઇ બીજા આપે, તું પણ છે મોટી ક્યાંની,
હીકમત છે બસ એકજ તારી, હસ્તાનેજ રડાવાની.

માલવપતિ— રાગ-ગઝલ.

હૃદયના શુદ્ધ પ્રેમીને નીગમનાં જ્ઞાન ઓછાં છે;
ન પાવા માનની તોયે, બધાં સન્માન ઓછાં છે,
તરી જાવું બહુ સ્હેલું, છે મુશ્કેલ ડુબવું જેમાં,
એ નિર્મળ રસ સરિતાથી, ગંગાસ્નાન ઓછાં છે.
પ્રયણ કલંક વહે આસુ, ચુમે ચાંપી હૃદય સ્વામીન
અરે એ એક પળ માટે, જીવનનાં દાન ઓછાં છે.

**અઅજોનાં બંધન—　　　રાગ-કવ્વાલી.**

**ગરીબી** જ્યાં વહે નંદા, પ્રભુના ત્યાં ખરા બંદા;
વરે ત્યાં કીર્તિ આનંદા, સરે ત્યાં સ્વર્ગની ગંગા
ગરીબીએ લખ્યા ઇતિહાસ, ગરીબીની વિધાતા દાસ;
ગરીબી છે જીવનની આશ, ગરીબી છે જગતનો શ્વાસ.
ગરીબીથા વિવેકાનંદ, ગરીબીથી દયાનંદ ચંદ:
ગરીબીમાં હતા, ગોપાલ ગરીબીમાં દીસે છે લાલ.
મહા જે હિંદવાસી નામ, ગરીબીમાં કર્યાં પયમાન;
ગરીબી હિંદ દાદા પ્રાણ, ગરીબી ગાંધીજીના જાન.

**દવી હોથલ—　　　રાગ-ગઝલ.**

કરે જન સ્વર્ગની વાતો, બતાવો સ્વર્ગ છે તે કયાં,
હૃદયના શુદ્ધ **પ્રેમી** જ્યાં, વસેછે સ્વર્ગ સાચુ ત્યાં.
પરસ્પર પાક દીલનાં પ્રેમીઓ દીદારનાં તરસ્યાં.
ક્ષમાને શાન્તીની જોડી. વસે છે સ્વર્ગ સાચુ ત્યાં...
સદા જ્યાં સ્નેહનાં ઝરણાં વહે છે કમળ નયનોથી.
સનમએ માનજો. નક્કી વસે છે સ્વર્ગ સાચુ ત્યાં,
હજારો સાલ એ નડતા નથી જે જીગરથી જુદાં.
નહિ તે પૃથવી પલટાતાં પલટતાં સ્વર્ગ સાચુ ત્યાં

**સંસાર લીલા—　　　ગઝલ-કવ્વાલી**

ન જીવન પ્રાણમાં બાકી, ન ચેતન તન મહીં બાકી
છતાં એ નાથમાં મારો અચળ વિશ્વાસ છે બાકી
જગતનો હું નથી સ્વામી, જગત મારૂં નથી સ્વામી,
તમે મારા ન જો સ્વામી બધી એ આશ છે બાકી;
જગતનાં બંધનો તુટયા, નયનમાં આસુઓ ખુટયાં.
જીગરના તાર છે તુટયા, રે છેલ્લો શ્વાસ છુ બાકી.

સંસાર લીલા— રાગ-ભજન.

ભોળી હું જગમાં ઝુલીરે જુઠા જગમાં.
ફોગટ ફેશનમાં ફુલીરે, જુઠા જગમાં.
ઝાકળને મોતી જાણી, અબળા હંસી અટવાણી.
પહેલાં પરખ્યું નહીં પાણીરે જુઠા...ભોળી.
નરદંભ પ્રેમમાં ડોલે,-હું તારો એમજ બોલે,
મુખ અમી અંતર વિષ ઘોળેરે જુઠાં...ભોળી
દેખ્યા વિણ ડગલુ ભરીએ, ભવરણમાં ભટકી મરીએ.
જોઈ પાત્ર પ્રેમ તો કરીએ રે. જુઠા ભોળી.

દેશ દીપક— એક-સ્વપન.

સખી સ્વપ્નબધાં ( ૨ ) નથી કો દી સાચાં પડતાં
અલીએ શમણાં, મનની ભ્રમણા, કુમળાં દિલ વ્યર્થ દુભવતાં
૧ લી-સોળ વરસની હું રૂમ રમણી; સ્વપ્ને નાનો કીકો પરણી
રડી રડી રાતલડી ગાળી, રસભર રજની વ્યર્થ બગાડી,
જાગીને જોયું તો-સુંદર શ્યામ હતા મન ગમતા ...
૨ જી-મને સ્વપ્ન બાઇ એવાં આવે, નવી શોકય નાવલીઓ લાવે,
શોકલડીઓ ખુબ સતાવે, મને ભુવનની બહાર કઢાવે
જાગીને જોયું તો—નણદલ વીરા દીઠા કરગરતા......
૩ જી-હું સ્વપ્નમાં બની ઇંદ્રાણી, ભરે અપ્સરા મારૂં પાણી,
દેવલોકમાં દેવી મનાણી, ચખી સ્વર્ગીય વૈભવ માણી,
જાગીને જોયું તો-મારા રસિયા પહેરો ભરતા...સખી.

માલતી માધવ. —:≡≡≡:—

ભાભી મારાં ડાહ્યા ડમરાં, શા માટે શરમાવો, તમે શા માટે રીસાવો
ઓ નાની નણદલ આવો.........આ કોણ?.........તારો પ્રાણ!
હવે શા માટે શરમાવો (૨).........ઓ.........

દેશ દીપક—

**જુવાન નરની પ્રીત નકામી,** પળપળમાં પલટાય,
ઉપરનાં આડંબરથી, ભોળી બાળા ભરમાય.
સોળ વરસની સુંદરી ઘરમાં, પરણ્યા પરઘર જાય,
રસના ભોગી ભુખ્યા ભમરા, ફુલફુલ ભટકી ખાય.
—બધા પુરૂષ એવાં નથી હોતા, એ વાતો નહી મનાય,
આજકાળ સોમાં નવ્વાણું, નર પરસ્ત્રીને ચ્હાય.
મારૂં માનો તો બીજવરને પરણો સઘળાં બાઇ.
ઘરડા ધણી આજ્ઞાંકિત કેવા, પરણીને સમજાય—જુવાન.

મનોરમા— રાગ-ગઝલ.

હૃદય રમણી તણાં ખુંદે, રસિક વર હો તો એવા હો
ફરી મધુપાન ડંખો દે મધુકર હો તો એવા હો
અનેરી કૈંક આશા એ અમે તો કાંઠડે આવ્યાં
રહ્યાં તરસ્યાં જીવનભર નાં જો સાગર હો તો એવા હો
દીધાં કૈંક દંશ મર્મોમાં નલિનીનાં જીવન સોંપ્યાં
અચાનક છેહ આ દીધા સુધાકાર હો તો એવા હો
નયનમાં આંસુના સાગર હૃદયમાં આગના ભડકા
અમે બળતા તમે હસતાં દયાકર હો તો એવા હો

બુદ્ધદેવ— રાગ-ભજન.

સાર આ સંસારમાં ન જોયો, મેં બહુ રીતે તપાસતાં—સાર આ૦
ધનધરા સુત તાતની પ્રીતે; મોઘા અવસરને મેં ખોયો.
મૃગજળ પીવા કામ ન આવે વ્યર્થ ઈંદ્રજાળમાં હું મોહયો—મેં બહુ.
પુણ્ય પરમાર્થનો માર્ગ ન શોધ્યો, જન્મને વૃથા મેં વગોવ્યો—મેં

રા' માંડલીક—

અલી ગાલો ગુલાબ તુલ્ય તારા સંભાળ જરી બાળા
ભોગી મધુકર જો લોભાશે, ચુંબન મારી આવસે પાસે
"એમ......હુ.
રસિલાની લુંટાશે ફુલમાળા—સંભાળ જરી બાળા
—જાઓ બહેની મને ના સતાવશો, સ્મીત પુષ્પે વ્હાલમને વધાવશો
આ કંઠ આભૂષણ આ,—જા જાણી જાણી તને જા
ડંખ દેશે ગાલે એ રસાળા—સંભાળ જરી બાળા

મહાદજીસિંહ— રાગ-ભજન.

આલમના મહેમાન માનવિ બે દીન અહીં ટકનાર,
અરે આ માટીનો સંસાર..................
ધન વૈભવને માલ ખજાના માટીમાં મળનાર.
માટીનો તું અરે માનવિ માટીમાં સુનાર.
આલમની ફુલ-ફુલવાડી બે દીનમાં ખરનાર,
કાળ ઝપાટે જીવન રોશની જરૂર અસ્ત થનાર—આલમના

ગઢ પતન—

નાચે છે મોર, આલી નાચે છે મોર,
વ્હાલમની વાડીમાં નાચે છે મોર.
નાચે છે મોર મારા ચિતડાનો ચોર,
વ્હાલમની વાડીમાં નાચે છે મોર.
પડે વર્ષાદ ચોધાર, ગાય યુવતી મલ્હાર—
પ્રેમ વિણાનો તાર કરે વાગી ઝંકાર—
કળા ભરી મોર, કરે ટુહુ ટુહુ શોર—
વ્હાલમની વાડીમાં નાચે છે મોર.

શાલિવાહન—

મારી સામે ન જોશો જરાય—નજર મને લાગેરે,
જોતાં નયને નયન હળી જાય, નજર નહીં લાગેરે—
ભૂલી મનેં હું સૌને ભૂલાવું; ભૂલો નહીં એવા ભેદ શીખાવું,
મીઠી મુંઝવણી થાય—નજર મને લાગેરે—
જાદુગરી તેં.................જાદુ ચલાવ્યાં,
મોહન મંત્રથી ભાન ભૂલાવ્યાં કોને ખબર શું થાય—
એ કોનો વાંક ?—

ચુંબન વીણ તો સ્નેહ ન જામે,
[તમે] જુઓ જગતના ખેલ [૨]
ચુંબનને ચટકે ધોવાયો, સ્નેહીના મનના મેલ—તમે
હારે જ્યારે વદના વાણી, આંખે આંખ હસી લે લ્હાણી
દીલથી દીલ દબાવી કહેતું, કંઇ કંઇ કીસ્સા કહાણી
વસમી વાતો એ મુશ્કેલ, સમજવી નથી અન્યને સ્હેલ—તમે.
પશુ પક્ષીઓ જુઓ બીચારાં વાણી વીણુ વીચરે દુખીયારાં
સ્નેહ ઉમળકો મૌન વૃતિએ—શમાવે ચુંબન દ્વારા
નીર્મળ સ્નેહ તણી એ વેલ; પોસરી ચુંબનથી કરી પહેલ—ચુંબન

ભીષ્મપિતામહ— પત્ની વ્રત.

એક પત્નીના પિયુની પ્રેમી, ભુષણ સૃષ્ટિનું લેખાય;
એ દંપતીના લાડ કોડ સૌ, સંસારે સુખથી સચવાય.
પરખી પ્રેમ અખંડ પ્રભુ પણ, સંકટ સમયે કરે સહાય;
જુઓ સુકન્યા સાવિત્રિ જે, સતિમાં મુગટ મણિ દેખાય—એ દંપતી
એક પત્નીવ્રત રામચંદ્રનું, પામ્યાં જનક સુતા જ્યાં ન્યાય;
અખંડ પ્રેમ વડે એ દંપતી, ઇશ્વર રૂપે બધે પૂજાય—એ દંપતી

**સંસાર સાગર— રાગ–ગઝલ.**

પુછે મને તો હું કહું દીલદાર હો તો આવી હો;
આંખો કહે જોવા મહું ચહાનાર હો તો આવી હો.—
મસ્તી ભર્યાં નયન–શરે, રસીકનાં હૈડાં હરે;
જોનારને ઘાયલ કરે, તલ્વાર હો તો આવી હો.—
સુધાભર્યાં અધરો પરે, અમૃત મધુર વરસ્યા કરે;
પીનારની તૃષા હરે, રસદાર હો તો આવી હો—
શી ખબર અમૃત પીવાડી, અમર કરશે કે નહીં?
અમૃત તણા પ્યાલા ભરી, પાનાર હો તો આવી હો—

**સતી અનસુયા—**

મારે મોઢે મનાવી રાજી કહેવરાવી, હલાવી પટાવી પૂછો શુ તમે—
ફુલસુગંધીવાળા રૂડાં રંગે રૂપાળાં, તેની મીઠી સુગંધી કોને ના ગમે—
લાલાં પીળાં ઝાડ પાન, ઉપર પંખી કરે ગાન,
રોજ કાને સાંભળવા કોને ના ગમે (૨)
વાહ કેવી, છે શાણી, બોલે મધુરી વાણી;
ડાહી ડમરીના બોલ મારા મનમાં રમે–મારે.

**લોહિના લક્ષ્મી:—**

માત ભુમી અમ પ્યારો જગતમાં, જય જય હિન્દુસ્તાન
.................જય જય હિંદુસ્તાન.
અખીલ વિશ્વમાં દૈવી ભુમી, અમ પ્યારો હિંદુસ્તાન.
કર્મ ભુમી ભારત હ્યો જાણી, ગીતા કૃષ્ણના મુખે ગવાણી
..............રામાયણના ગાન ભારતમાં ( ૨ ) અખીલ
સીતા કુંતા તારા રાણી, દમયંતી વન વન ભટકાણી.
..............અનસુયા ધન્યવાન ભારતમાં ( ૨ )

શાલિવાહન— રાગ—ગઝલ.

રસીલા પ્રેમીના હૈડાં પ્રિતમમાં રાત દિન રમતાં,
ભલુણાં શ્યામનાં સ્વમાં, નજરથી ના ઘડી ખસતાં
પ્રીતમ જો હોય પાસે તો બધુંયે વિશ્વ પાસે છે,
વસે દુર જો નજરથી એ જગત આ શુન્ય ભાસે છે.
અધુરા એ સવાલોના જવાબો પ્રેમીઓ ખોજે.
અજબ ઉત્તર પ્રશ્નોના, એ પ્રશ્નોમાં લખાયા છે.

રા' માંડલીક— રાગ—ગઝલ.

દઉં હું દોષ કોને હાં, સમયની જ્યાં બલિહારી,
સમયની જ્યાં બલીહારી, મનુષ્યની ત્યાં છે લાચારી.
હતો આમ દેશ આતો, જ્યાં પ્રભુ અવતાર પણ લેતા,
અરે આ દેશ એનો એ, સમયની છે ગતી ન્યારી.
અમારા દેશનાં ચેતન, અમારાં તેજને ગૌરવ,
અકાળે હાય કરમાયાં, હજીયે શી થનારી છે.

વીર માનસિંહ—

હિંદ ભુમિ છે માત અમારી, પ્રભુ અમારો તાત
માનવ જાત વસે આલમ તે,—બધા અમારા ભ્રાત
પ્રભુ અને રાજા બન્ને, છે એક એકના દાસ,
ધર્મ ભુલે રાજા રૈયત તો નક્કી થાય વિનાશ.

સાખી { જુલમ તો ઝાઝા દિવસ, સાંખી પ્રભુ શકતો નથી.
અન્યાયથી જે રાજ્ય કરતા, રાય એ ટકતા નથી.

સાખી { માની પ્રજાને તુચ્છ જે નૃપ, ગર્વથી ફુલાય છે,
તે જાણતો નથી ઝાઝી કીડી, સાપ તાણી જાય છે.

આંખ ઉઘાડી જુઓ બાદશાહ? કોણ રંકને રાય?
માટીની કાયા છે સહુની, માટીમાંજ સમાય.

રણગર્જના:— રાગ ભજન.
ચડતી ને પડતીના છાંયા, પલપલમાં પલટાય,
મૂરખ જનથી નવ એ સમજાય,
સાગરમાં મોજાં છલકે તે પલમાં પાછાં જાય,
મૂરખ જનથી એ નવ સમજાય!
રાવણનાં પણ માન રહ્યાં ક્યાં?
શૂરાનાં પણ સ્થાન રહ્યાં ના?
રામ કૃષ્ણ જેવા મહાયોગી, સમયને આધિન થયા
મૂરખ જનથી નવ એ સમજાય—ચડતી.
મરદના ઘા:—
કહો ભાઇ ક્યાંથી શાન્તિ વળે. જીવલડો રાત દિવસ બહુ બળે.
કરમનો વાંઢાપો કયમ ટળે...કહો.
જમણે હાથે નીકળું ત્યારે—જમના સામી મળે.
ચૌટે જાતાં—ચંદન મળતી ચાર આંખડી ઢળે.
આખા ગામમાં સૌ પરણેલાં જોઇને કાળજું બળે...કહો.
એળે જતો અવતાર કહો કોઇ કયાંથી મનડું વળે,
લટકાળી કોઈ લક્ષણવતી જોઇને ચિતડું ચળે,
પાડોશીને બાર બાયડી અમને એક ન મળે...કહો.
મરદના ઘા:— રાગ—કવ્વાલી.
રીસાવામાં રસિકતા શી, રીસાનારાં રસિક જાણે,
રસીલીને મનાવામાં મઝા મીઠી રસિક માણે.
નથી પરવા પ્રિતમને જ્યાં વગર માને મનાવાં શાં,
રસિક તે શું, રીસાવું શું—અરે મારી બલા જાણે.
વિયોગી નેત્રથી અશ્રુ, સરી પડતાં કપોલો પર,
મઝા એ ચુમવામાં શી, ચુંમેલા હોય તે જાણે.

સરસ્વતીચંદ્ર—

શાંત સમાધિ ધારી શું બેઠા, જાગો જોગી બાળા;
બ્હાર તમારે આવી ભીખારણ ભોળી બિચારી બાળા.
ભ્રષ્ટ કલંકિત પ્રેમથી વંચિત, સંચિત પાપની શામા.
વરથી વિખુટી વચનથી જુઠી, ભાગ્યની ફુટી ભામા !
"ત્યાગી ઘર વતન વનમાંહી આવી, રાત અંધારી ઘોરરે"
"ભવ જંગલમાં ભુલી ભમું, ત્યાં મળ્યા લુંટારા ચોરરે"
"લુંટી શોભા સુખ અને લુંટયા સહુ શણગાર.
અલગ થયા શું યોગી મ્હારા; અલગ અલખ જગાવો;
શરીર સળગતાં વિશેષ વિભુતિ; અંગની અંગ લગાવો.

દેવકુમારી:—

મને સ્નેહભર્યો સંસાર સખી વીણ સુનો લાગશે
મારી સ્નેહ વીણાના તાર હવે તો મીઠા વાગશે.
અરણ્ય વિષે આ કુળી એકલી કોની સહ રમશે.
—એકલું કેમ અહીં ગમશે.
અમી ઝરતાં પગલાં પાવન કુંજ, આ પગલે અમી ઝરશે.
—સ્નેહનાં સ્વર્ગ સદન ઢળશે.
નંદન વનની કોકિલા નંદનમાં સોહાય
માનસની હસી વસે, ત્યાં માનસ થઈ જાય
મધુરા મુનિવર તમ સંગે, રમશે રસભીની રસ રંગે
બ્રહ્મસદનની શોભા અવની અમર ભુવન કરશે
—પછી કેમ સખીઓ સાંભળશે-મને.

**સતી અનસુયા—**

**મહેમાંન થયાં તમે મારાં સ્વીકારશો મહેમાની**
મહેમાન કરે મહેમાની દુનિયા કહે દિવાની (૨)
ધરી વસ્ત્રાભૂષણ અંગે, કરો રમત ગમત અમ સંગે. (૨)
ઝુઝીયે મદનના જંગે—**સ્વીકારશો મહેમાની.** (૨)
જેવી નીર વિનાની સરિતા, તેવી વહાલા વીનાની વનિતા;
બીજી વ્યર્થ બધી મરતાની, **દુનિયા કહે દિવાની** (૨)
કંઠે ધરો કુસુમની માળા, પહેરો નીલમના હાર રૂપાળા (૨)
શીર ઉપર મુગટ છોગાળા—**સ્વીકારશો મહેમાની.**
જેના પતી વસે પરદેશે, તેણે રહેવું સાદે વેશે;
બીજી વ્યર્થ બધી મરતાની, **દુનિયા કહે દીવાની**-મેહમાન૦

**લોહીની લક્ષ્મી:—**

ફરી તો ગયું રે વાજું ફરી તો ગયું—
મારા આ લગનનું વાજું ફરી તો ગયું—
મેં તો માન્યું તું કે પરણીશું નાની નાર
હાય પણ એ મનડું મારૂં **મરી** તો ગયું—મારા
ઉની ઉની ફુંક રૂડી હૈયે ધારીતી મેં તો
પણ એ ઠાલું થઇ ટાણું ઠરી તો ગયું—મારાં
હૈયે આ હાશ અદશે ઉડે હયકારા મુજને
બટકાની ભુત એમાં **ભરી** તો ગયું—મારા

**વીર-હમ્મીર:—** પ્રેમના પાઠ.

કંઇ **પ્રેમની કળા** શીખાવો, પરણીને લેવા લ્હાવો.
મને પ્રેમના પાઠ પઢાઓ પ્રેમી કેમ જતાવો.
પ્રેમી પ્રતિમા પહેલાં જોતાં નયનો નીચાં ઢળી પડે.

શરમ ચઢે ધડકે ઉર તોયે નયને નયનો મળબ બડે.
કરે પુરૂષનો શિકાર સ્ત્રીઓ પ્રેમની જાળ પ્રસારી.
કહે છે કવિઓ પ્રેમ તણી તો કળા અજબ છે ન્યારી.
પ્રેમી રસનું પાન કરે તો પ્રેમની ચઢે ખુમારી.
મીટે મીટ મળે મધુરી તો લજ્જા મુકેલી સારી.
પ્રણય પરીક્ષા પાસ થવામાં પીડા બહુ છે ભારી.
વાહ ભાલી છે વાહ તમારા પ્રેમ તણી બલીહારી.

**કીર્તિસ્થંભઃ—**

જાદુગર વીણાવાળા, સંભળાવ મંત્ર મરમાળા—
શું ભાન ભૂલ્યા ઓ બાળા, આ નથી સ્નેહની શાળા.
....................ઝણકારે જગની જવાળા—હો જાદુગર
પણી ભરવાં આવ્યાં ત્યાંતો—ઉતર્યાં પાણી અમારાં
મધુર મીનાદે પરવશ કીધાં, ચેતન હર્યાં અમારાં.
મોહ ઘેલછા આ નવ શોભે, લાજે શિયળ તમારાં.
....................વિસરાય ન શબ્દ રસાળા—હો જાદુગર

**ગરીબની હાયઃ—** ઘેર કેમ છે ?—

બાઈ જુઓ સંસાર, મારે બાયડીઓ માર ?
તમે કરો વિચાર, ઘેર કેમ છે.
અમે થઈશું શિરતાજ...ચાશે અમારૂં રાજ,
તમે કરજો ઘરકાજ...વાત એમ છે....બાઈ
મુઆ કાઢે શું દાંત....આ છે શિખવાની વાત,
મ્હને બૈરાની જાત પર વ્હેમ છે...બાઈ
માથું દુખે જો પુરૂષનું તો બાયડી એ બામ છે,
એ બામનું માલીશ કરો તો બસ પછી આરામ છે.

બૈરાંથી આજે માન છે બૈરાંથી આજે નામ છે,
બસ ધકકાપંચા દોઢસો રાખનારો રામ છે.

*   *   *   *   *

આ પુરૂષની પિસ્તોલમાં બૈરાંનો ગોળીબાર છે,
માટેજ કહું છું બેઉને સમજી જવામાં સાર છે.
તમે કહો તો ખરા ભાઈ, કેવા ઘરમાં છે બાઈ,
આવી ડાહી કે સવાઈ, કેવી રે'મ છે ?....ભાઈ
સાચું બોલજો ઓ બ્હેન, કેવી અંતરની નેમ,
આથી ઉતરે કે કેમ ? કેવો પ્રેમ છે ?
રે,...મને ભાયડાની જાત પર વ્હેમ છે.
તો...મને બાયડીની જાત પર વ્હેમ છે...ભાઇ

પ્રેમ વિજયઃ— જુઠી દુનીયા

શ્રીમંતોની દુનિયા છે જુઠી, જુઠા સૌ વહેવાર,
જોઈ ના અમારી અંજાશો સ્વાર્થ તણુંજ બજાર.
મહેલ બાળા જોઈને કોઇ વ્યર્થ નહીં લલચાશો,
ઝાકળનાં જળ મીઠાં માની પીવા કદી નવ જાશો
એના ખોટા છે ચમકારો........................
સ્વાર્થી જનોની શબ્દજાળમાં કદી નહીં બંધાશો
પ્રપંચી જગમાં ભોળાં થાશો તો આખર પસ્તાશો
એમાં જોશો નહીં કંઇ સાર......................

અરદના ઘાઃ— રાગ-ભજન. શંતોનાં આશ્રમ.

આશ્રમ અમારાં સામેતીર ઓ સંતો વ્હાલા,
તરી લ્યો ભવસાગર તણાં નીર.
વ્હાલાંના વિયોગ વસમા, વેરીના સંયોગ વસમાં,

વસમી , પીડાંઓ વીંધે સુકોમળ શરીર......સંતો૦
જન્મને મૃત્યુ વસમાં, જરાને વ્યાધિ વસમાં,
વસમાં વૈતરણી કેરાં તરવાં છે તીર......સંતો૦

અરઘના ઘા:—

જ્યાં જીંદગીમાં રસ નહીં, ધંધામહીં કંઇ કસ નહીં.
ભાઈ ભાભી વશ નહીં, બૈરાં તરફથી જશ નહીં.
મામલો ગંભીર જ્યાં, શું કામનું એ ગામ છે,
નસી જવું અહીંથી હવે મર્દાઈ એનું નામ છે,
મારવાડ જોવાના કોડ મોહનજી મારવાડ જાશું—
ઝાઝી માથાફોડ છોડ ઓ દેવકી પાંજરે પુરાશું,—
મારવાડ જાશું તમાશાં થાશું, બાટીને દાળ ખુબ ખાશું,—
મારવાડ જાશું તો ભૂખ ભેગા થાશું,..................
પાણી વિનાં ક્યાં ન્હાશું —ઓ
ક્યાંથી જાગ્યા આવા કોડ. ઓ વેવલી પેથાપુર જાશું ?

લમ બંધન: દીલબર કેવી જોઇએ ?

વદન ગુલ બો મદન નંદન સમ, કમર લચકતી નાજુક હો સુંદર,
વાંકી ભ્રકુટી તાકીને મારે ઘાયલ કરે દિલ એવી હો દીલબર,
ચટકતી ચાલે અદ્ધર જમીનપર આંખે હો કાળી લાલી અધરપર
પ્રીતિની પ્યાસી વાના વિલાસી ટાળે ઉદાસી એવી હો દિલબર
ઘરમાં હો વાઘણ નભમાં સાપણ ચીશો પાડે પણ જોતાં છછુંદર
ટુંકી જીભે કરે લાંબા જે ભાષણ પુજી ઉડે દિલ એવી હો દિલબર
સદા હોંસીલી આવે જ્યાં વા, નજર કરે તર ખીસ્સાંપાકીટપર
ઠઠારા વિણ ના ચાલે ઘડીભર, ઉડાવે અદ્ધર એવી હો દિલબર,

લગ્ન બંધનઃ ખરો પ્રેમ

માછલડીના રસીયા ભોગી પ્રેમી ના કહેવાય
બગલા પ્રેમી ના કહેવાય...
કળીએ કળીએ ચંચળ ભમતાં પ્રેમી ના કહેવાય
ભમરા પ્રેમી ના કહેવાય...
ચંદ્ર ચડયો દેખી ગગને અહીં ચકોરી મન હરખાય
પ્રફુલ્લ બની કુમુદિનો ભોળી મલક મલક મલકાય
ચંદ્રને નવ દરકાર જરાય...બગલા
મૃદુ મીઠડી સરીતા રત્નાકરને મળવા ધાય
ખારો તોએ પ્રિયતમ પ્યારો અર્પણ કરતી કાય
પુરૂષને કયાંથી એ સમજાય...બગલા.

રા' નવઘણ— ચાર દીવસની ચાંદની

જન શું ગુમાને રાખે, જીંદગી નથી સદાની,
દીનચાર ખીલી ચંદા, પલમાં ડુબી જવાની,
રાવણ સરીખો બળીયો, યુધ્ધે ચડીને હાર્યો,
સીતાપતિ શ્રીરામે, અભિમાન ઉતારી માર્યો—જન.
જ્યારે ઇંદ્રપદ લેવા, બળિને મતિ જ્યાં વ્યાપી,
વામન સ્વરૂપે ત્યારે, ક્ષણમાં ભૂમિને માપી—જન

સિરાજુદૌલાઃ—

પૂછો કોઇ પરવાનાને—:
શમાપર બળી મરતા શાને—:
અધિરા થતા એ શાને.
ન જાણે એમાં મઝા શું દિવાનાને.
"દીપકમાં ઝલકી રહ્યો અજબ પ્રેમનો રંગ"
"સુંદરતાના શોખમાં સળગી મરે પતંગ"

**સુર્યકુમારી.**

—:═══:—

અઠંગની એક વાત શીખાવું જગમાં મોટી હાજીહા
શેઠ પાસે વાણોતરની એક સાચી સોટી હાજીહા
શેઠ કહે સાગરનું પાણી મીઠું છે તો હાજીહા
ખારી સાકર, ગળ્યું મીઠું-છે, તોપણ કહેવું હાજીહા
રાત અંધારી, શેઠ દીવસ કહે તોપણ કહેવું હાજીહા
મન પરખી માલીકનું સૌએ થઇ રહેવું બાઇ હાજીહા

**બુદ્ધદેવ.** —રાગ-ભજન—

કાયા કાચ કુંપો, તું તો ચેતરે, હિણ ભાગી હંસા;
અવિચળ પદીને તું પેખરે, હિણ ભાગી હંસા.-કાયા૦
ઝાંઝવાનાં નીર સમજ આ, કાચી જીંદગાની તારી;
મમતા મુકી દેને તું તારીરે, હિણભાગી હંસા-કાયા૦
બે દિનના છે ધરજળ સઘળાં, બે દિન અહિં રહેવાનું છે,
બે દિનનાં છે સગાસંબંધી, બે દિન સુખ લેવાનું છે.
બે દિનનો છે પંખી મેળો, અંતે ઉડી જાવાનું છે,
લોકો જેને દુનિયા કહે-તે, એક મુસાફર ખાનું છે.-કાયા૦

**સતી તોરલ.** —રાગ-ગઝલ—

જીવન દિન ચારનું ચટકું નકામો મોહમાયાનો,
ઉડી જાવું આહા અંતે કરીને ત્યાગ કાયાનો.
થતાં દરબારનો ડંકો રહે નાં ગર્વ બંકાનો;
શુરાનો પણ સમય આવે સમાધિમાં સમાવાનો.
અરેરે ક્યાં માયાનો નકામો મોહ સંસારે,
જુએ જ્ઞાની છતાં જ્ઞાને-ધારાવી ઢોંગ ડાહ્યાનો.

બુદ્ધદેવ. — રાગ, ગઝલ. —

પડતી હવે મુજને ખબર, તુમાં જણાયે હર્ષ નહિ,
આ જગતની જંજાળની, ચતુરાઇ તેં દીઠી નહિ.
જ્યાં પ્રેમ મારો ઝળહળે, ત્યાં તેં દીધો બદલો ખરો,
ઘરબારને છોડયા વિના યુક્તિ કશી સુજી નહિ.
હવે તો જો જરા જાગી (૨)-હવે.
ચોળી વિભૂતિ અંગ, — બન્યો શું યોગી (૨)
સમાધી જુઠી દે ત્યાગી (૨)
વિલાસી મહેલના વાસી, તને આ શી લગન લાગી (૨)
મધુરાં પુષ્પને ત્યાગી, અહા કાંટા શું હીન ભાગી (૨)-હવે.
ઉંડી આશ ધારીને, મેં તારો સંગ કીનો તો,
ભરૂસો દઇ ભૂલાવી ઓ! વિરાગી શું ગયો ત્યાગી (૨)-હવે.

ઉદયભાણ, —:═══:—

બોલો મારા પ્રેમી પોપટજી બોલો બોલો, બોલો બોલો મેના બોલાવે,
બોલો રંગ રશીયાજી ડોલો જરી ડોલો ડોલો, ડોલો, પ્યારી ડોલાવે.
મેનાં તારા વચનની વેણુ વાગી, લાગી લાગી લલીત લેહ લાગી.
મેનાં વ્હાલી મેના કે-ના કહે, પાણુ જાગી જાગી અજબ જોત જાગી.
પહેલા પોપટજી પ્યારા રામજી સંભારો-વાહ! મેના શું-સતી
સીતા વિસારો.
ચતુર સુજાણ સીતા-રામ ઉચરાવો........................બોલો.
પોપટજી પાંજરૂં સોનાનું સજાવું-લાડીલી હું લાલચુ નથી કે લલચાવું.
સોને રૂપે શું ભીડ ખ્રિતરની લાગી.................લાગી.
રૂડા સુડાને રંગે રમાડું, પાંખે ઘાલીને ફળ મીઠાં ખવાડું,
ભાવના ભુખ્યા તમે શું? ભાવી ભાવના ભુલાવે?-બોલો.

ચાલુ જમાનો -સમય પ્રભાવ-

અવસરને વશ બસ થઇ રહેવું, દુઃખ આવે તે તો સેહવું,
દુઃખ આવે તે તો સહેવું, પ્રભુ રૂડે કોને કહેવું.—અ૦
વેળા વશ સીતારામ થયા વનવાસી,
વેળા વશ દ્રૌપદી થઇ સૈરન્ધ્રી દાસી-એથી શિક્ષણ લેવું.—અ૦
વેળા વશ નળ નૃપ, ગયા જુગારે હારી,
ભટકી દમયંતી વનવન હાય બીચારી-છે ભાગ્ય પ્રબળ એવું.—અ૦

બુદ્ધદેવ —ગઝલ—

દુઃખીને ડરાવે શાને, મરેલાને મારે શાને,
બળેલાને બાળે શાને, વૈરી વિધિ,
રીઝાવી સતાવે શાને, સતાવી રીઆવે શાને,
રીઆવે જીવાડે શાને, દયાના નિધિ.
શશિને કલંકો દીધાં, ગુલાબો મનોહર કીધાં,
નિયંતા તે આવી શાને, અનિતી કીધી,-દુઃખી
ચંદનને કુસુમનાં દીધાં, સાગર જળ ખારાં કીધાં,
અમૃત કહી ઝેર દીધાં, જીવન અકારાં કીધાં;
રમણી હૃદયે આશા, નિરાશા દીધી.-દુઃખી

મહાશ્વેતા કાદંબરી. —:≡≡≡:—

હમારી લાજ તમારે હાથ, ઓ નાથ નિભાવજોરે...હમારી.
"સદ્‌ગુણ જ્ઞાન સુબુદ્ધિ આપો, સતચિત આનંદ ઉરમાં સ્થાપો."
અગમ નિગમનો માર્ગ સુગમ બતલાવજોરે...હમારી.
ભક્તિ થકી ભવ બંધન તુટે, ડગલે ડગલે આયુષ્ય ખુટે.
ઈશ્વર અમ તન મનના તાપ સમાવજોરે...હમારી લાજ.

કાનવિ માયા.

—:≡:—

ગાન મધુરાં ગાય રતિનાં રૂપે કામ બજાવે,
સ્નેહ સુધારસ સીંચન કરતાં ઘડી ઘડી શરમાવે, મુજને એ મોહન ભાવે.
વાત વાતમાં રીસ કરીને રોષ દોષ દર્શાવે,
પણ મમતાથી પગે પડું તો, છાતી શું લપટાવે—મુજને.
કરી કમાણી પૈસા લાવે પેટીમાંજ દબાવે.
કુંચી કરમાં લ્યો શેઠાણી ! કહી કહી બોલાવે.—મુજને.
ઘર કુકડો થઇ ઘરમાં બેસી આજ્ઞા નિત્ય ઉઠાવે.
ઘરની દેવી કહી સલુણો સેવા સર્વ બજાવે—મુજને.
પ્રેમ પુષ્પનો પ્રેમ ભોગી તે પ્રેમસુધા પીવરાવે.
પ્રેમથી પરિરંભણ આપી પ્રેમ ઝુલે ઝુલાવે—મુજને

રા. નાથુલાલ. રાગ-ગરબો.

પાતળીયા પાલવ મેલોરે, પાય પડું રે
અલબેલા અળગા રહોનારે પાય પડું રે
છોગાળા છેડો મેલોરે પાય પડું રે
વ્હાલાજી મારા, મહીની મટુકી મારી ફુટી (૨)
આ કંઈ મોતનામાળા તુટી (૨) રે પાય પડું છું.—પાતળીયા.
વ્હાલાજી મારા કંસનું રાજ નથી રૂડું. (૨)
કોઇ જઇને કહેશે કુડું (૨) રે પાય પડું છું—પાતળીયા.
વ્હાલાજી મારા, ઝગડો ઝાઝો નવ કીજે, (૨)
મુને દાણ શાનું દીજે (૨) રે પાય પડું છું.—પાતળીયા.
વ્હાલાજી મારા દયાનો પ્રિતમ છે સોહાગી; (૨)
મુને તારી માયા લાગી (૨) રે પાય પડું છું.—પાતળીયા.

સતી તોરલ. —ભજન—



જેસલ કરી લે વિચાર, માથે જમકેરો માર.
રત્નમા જેવોરે સંસાર, તોળાંદે કરે છે પોકાર.
આવોને જેસલરાય આપણુ મળીયે,
ખરા સંત હોયે ત્યાં જઇ ભળીએજી ?
આ ભવ આવીયો અવતાર માથે સદ્‌ગુરૂ ધાર,
જાવું ધણીને દરબાર બેડલી ઉતારે ભવપાર
—આવોને૦
મોતી એરણમાં ઓરાય, માથે ઘરણુ કેરા ઘાય,
ફુટે ફોકટીઆં કહેવાય, સાચાની ખરે ખબરુંથાય.
—આવોને૦
નવલખ કોથળીઓ બંધાય, ત્યારે ગાંધીડો કહેવાય,
હિરા-માણેક હાટે વેચાય, તેનાં મુલ મોઘેરાં થાય—આવોને૦
નિત્ય નિત્ય ઉઠી ન્હાવા જાય, કોયલા ઉજળા ન થાય,
બેટો ગુણિકાનો તે તો બાપ કોને કહેવા જાય—આવોને૦
દેખા દેખી કરવા જાય, એ નર અંધુરીયા કહેવાય,
હાથમાં દીવો લઇને છતી આંખે કુવે પડવા જાય.—આવોને૦
એવી ચાર જુગની વાણી સતિ તોરલ દેવી ગાય.—આવોને૦

મીરાંબાઈ. રાગ, ભજન—પદ.

ઝુલત રાધા સંગ ગિરિધર ઝુલત રાધા સંગ,
અબીલ ગુલાલકી ધુમ મચાઇ, ભર પિચકારી રંગ-ગિરિધર,
લાલ ભઇ બિંદ્રાવન જમુના, કેશર ચુવત અંગ"
નાચત લાલ અધર સુ રશભર. ધિમી ધિમી બાજે મૃદંગ."
મીરાં કહે પ્રભુ ગિરવર નાગર, ચરન કમલ કુંગ

ભવ-કુશ —વૈરાગ્યભજન રાગ. ૫૬—

જોને જરી જાગી મુરખા, જોને..........જરી જાગી,
અલ્યા સુતો શું અભાગી! જીવ! જોને જરી જાગી,
સગાંને બંધી ત્હારાં, સુખનાં છે બેલીરે. (૨)
ઠેલી મેલી જાશે દુખમાં રડતોજ ત્યાગી—અલ્યા સુતો શું—
કાયાની માયાને ત્હારી, કર તું વિખુટીરે (૨)
ફુટી બુટી સાંધનારો—નથી કો વિરાગી—અલ્યા સુતો શું—
મ્હારૂં આ મ્હારૂં છે માની ગુમાની શું થાતોરે (૨)
જાતો હરખાતો માતો જાશે હામ ભાંગી—અલ્યા સુતો શું—

રાગ સાજ સંગ્રહ—હનુમાન સ્તુતિ—

ધન ધન મહાવીર બજરંગ, રાવણ લંક જલાને વાલે.
આજ્ઞા રઘુનંદનકી પાય પહુંચે ગઢ લંકામેં આય;
ક્રોધિત હો દી આગ લગાય, રામકે કામ બનાને વાલે.—ધન.
રાવનકી બાટીકા ઉજારી, મારા અક્ષય કુમાર સુરા રી;
ફસ ગયે બ્રહ્મ પાશ એકવારી, લીલા લલિત દીખાનેવાલે.—ધન.
ચઢી દ્રુમ અશોકપર હર્ષાન, દિન્હી ઝટ મુદ્રિકા ગિરાય;
ચરનન ગિરે સિતાકે આય, પિયાકી ખબર સુનાનેવાલે.—ધન.
શક્તિ મેઘનાદ ને મારી, વ્યાકુલ ભયે લક્ષમન બલધારી;
લાયે સંજીવની સુખારી, લક્ષમન પ્રાણ બચાને વાલે.—ધન.
માયા રચ અહિરાવન ધાય, જબ હર લે ગયા દોનો ભાય;
રામકો લક્ષમન સહિત ઉઠાય, જાય પાતાલમેં લાનેવાલે.—ધન.
દુષ્ટોકો મારો તત્કાલ, ભક્તોકા કરિયે પ્રતિપાળ;
શરણાંગત દ્વિજ મંજીલાલ, ધન વિદ્યા બલપાનેવાલે—ધન.

સતી તોરલ. —ભજન—

પાપ ત્હારૂં પ્રકાશ જાડેજા પાપ ત્હારૂં પ્રકાશરે,
ત્હારી બેડલીને બુડવા નહિ દઉં જાડેજારે—તોરલ કહે છે—
હરણ હર્યાં લખચાર તોરલ દે હરણ હર્યા લખ ચારરે,
કંઇક વનમાં મૃગલા મારીયા, તોળાદેરે એમ જેસલ કહે છે.
કર્મ ત્હારાં સંભાર જાડેજા ધર્મ ત્હારો સંભારરે—તારી બેડલી—
લુંટી કુંવારી જાન સતિ નારી, લુંટી કુંવારી જાનરે,
સાત વીશું મોડબંધ મારીયા તોળાંદેરે, એમ—જેસલ કહે છે
ધર્મ ત્હારો સંભાળ જાડેજા ધર્મ ત્હારો સંભાળરે—તારી બેડલી—
તોડી સરોવર પાળ, સતિ નારી તોડી સરોવર પાળરે,
ભાઇ ભાભીને મેં મારીયાં તોળાદેરે એમ જેસલ કહે છે
કંઇક પરમાર્થ કર જાડેજા કંઇક પરમાર્થ કરરે—તારી બેડલી—
માથાના જેટલા વાળ સતિ નારી માથાના જેટલા વાળરે,
એટલાં કુકર્મો મ્હેં કર્યા તોળાંદેરે એમ—જેસલ કહે છે.
પાપ તારૂં પ્રકાશ જાડેજા પાપ ત્હારૂં પ્રકાશરે;
વિનવે જેસલરાય—સતિને વિનવે જેસલરાય,
મારી બેડલી ઉતારો ભવ પાર, સતિ—મારી બેડલી ઉતારે ભવપાર—

આહલ્યા બાઇ. —:═══:—

રાજ સામી સાંજના આવજો, સામી સડકપર બંગલો,
મીઠા—મ્હેમાન આજ આવજોરે—સામી૦
પ્રીતિ સરોવરની પાળે પાતળીયા
અમીરસ પીજો પીવરાવજોરે—સામી૦
કાયાને કયારડે બ્હેકે કસ્તુરી
લ્હેરખડા લુંટજો લુંટાવજોરે—સામી૦

કબીર ભજન —રાગ ૫૬—

તુંહી રામ તુંહી રામ તુંહી રામ, તારો ચરખો બોલે રામ નામ,
ભજ તુંહીરે......નીજ તુંહી......રામ તુંહી;
ચરખો મારો અજબ રંગીલો, પુણીયો લાલ ગુલાલ
કાંતનેવાલી છેલ છબીલી, આકાશ નાંખે તાર, અરજી સુણજો મોરીરે.
રૂ પીંજાવવા હું ગઇ, તુમ પીંજો પીંજારા ભાઈ;
પીંજન પીંજોરે કોઇ ખા ગઇ, કાંઇ દાસ ગુરૂ સમજ બતાઇ.
જળ ઉપર જળ નિપજેરે, જળમાં કીધો વાસ;
એક અચંબો મેં સુણ્યોએ કાંઈ બેટીયે જનમ્યો બાપ.
બેટી પુછે બાપકું તું અજાણ્યો વર લાવ;
અજાણ્યો વર ના મળે તો તારે મારે ઘરબાર.
માતારે મરજો પીતારે મરજો મરજો ઘર ભરથાર;
એક ન મરજો પીતારે મારા ચરખાનો ઘડનાર.
રામદાસનો ભણે કબીરો આ ચરખો કહેવાય;
આ ચરખાને જે કોઇ ફેરવે, તેના જન્મ મરણ મટી જાય.

મહાશ્વેતા કાદંબરી. —:═══:—

પતિ વીના પ્રેમદાના મનના, પુરાય કયાંથી કોડ,
કહે સખી પુરાય કયાંથી કોડ ?
સરજનહારે સરજી જગમાં નરનારીની જોડ. (૨)
પશુ પક્ષી વન વૃક્ષ નિહાળો—સૃષ્ટિ માંહિ સઘળે જઇ ભાળો.
નાના મોટા જીવ જંતુમાં, પણ એવી નથી ખોડ—સ૦
પતિ ભજ્યે પાતક સહુ ટળતાં, અખંડ સુખડાં સેજે મળતાં,
પતિ વિના સાહેલી જગમાં, હરાય જીતી હોડ—સ૦

ઉદય-ભાણુ. —રાગ-ભજન—

ટાળ્યા નહીંરે ટળે લખ્યા લલાટે લેખ—ટાળ્યાં૦
વાવ્યા બીજ તે ઉગે, કરમે લખ્યું તે મળે—ટાળ્યાં૦
દશરથ બાંધે તળાવડી, પાણી શ્રવણ ભરે;
ધર્મ કરતાં ધાડ થઈ, આંધળા ઝુરી તો મરે—ટાળ્યાં૦
રઘુવીર ચાલ્યા વનમાં, સીતા રૂદન કરે;
દુષ્ટ દગે સતી લઇ ગયો, લંકા પળમાં બળે—ટળ્યાં૦
હરિશ્ચંદ્ર જેવો રાજવી, નીચ ઘર મજુરી કરે;
રાણી વેચી પરઘરે, વેશ્યા ચાહે સો કરે—ટાળ્યાં૦

માલતી માધવ— —:≡≡≡:—

ચાલ...ચાલ...ઓ અલબેલી, વળી વળી પાછું જુવે શું પ્રેમ ઘેલી.
તારા ઉરમાં આનંદની હેલી સાહેલી, તારા ઉરમાં આનંદની હેલી,
મળ્યા હવે ભેગાં, ચંપો ને ચંપેલી..........ચાલ ચાલ;
મારા પગના ઝાંઝરની ખીલી, વારે વારે પડતી ઢીલી
(ખીલી જેવી ઢીલી, એવી તું એ છે હઠીલી, હવે ચાલ?)
(આ...આવિએ છીએ)..............................ચાલ.

છત્ર વિજય —:═══:—

પાતળીઆ પાવલ છોડો કોઇ જોઇ જાશે,
—નખરાળાં શીદ તરછોડો મારો જીવ જાશે.
ભાળી ભોળી હું બાળ કુંવારી,
—બાળો ભોળો હું છું બ્રહ્મચારી.
છોડો છોડો મારો હાથ મરડાઇ જાય છે,
—આના આવા ચાળા જોઇ લાહ્ય થાય છે.
કાં શું થાય છે? (મારો જીવ જાય છે, અરે હાય હાય હાય)

સુકન્યા સાવિત્રી. (નાતરીઆ ન્યાતનો ફજેતો)
નવ ગમે ઘરબાર, ભરી દુઃખની વખાર,
બળ્યો સંસાર નાતરીયા ન્યાતનો.
...દીઠું નારનું બજાર, વ્હોરી વ્યર્થ વહે ભાર,
જેમાં મળે નહીં મેળ કોઇ વાતનોરે—બળ્યો.
કેમ કરી થાય કહો પ્રીતી પરાણે.
“કરે જીવતાં મોહુકાણુ—મુવે હોય તાણાતાણી”
...ભાઇ બાઇનો વ્હેવાર ચાલે ઘાતનોરે—બળ્યો.

બુદ્ધદેવ. —:═══:—

પિયુ પિયુ પોકારતીરે. પપૈયા વધુ ઝુરે વનમાં,
વિરહ અંગાર ઉઠે તનમાં, અતિશય બળી રહી મનમાં.—પિયુ૦
ખીલતી આ કળી કુસુમની, ભોગી વિના કરમાય;
ઝુકતી આ લલિત પાંખડી, ભોગી મધુકર ચ્હાય—પિયુ૦
બાળા રસાળી અંતરે, આકુળ વ્યાકુળ થાય;
નમ્ર નવોઢા નૌતમ રમણી, રસિક નરવર ચ્હાય,
હરણી દુઃખી થતીરે, કોમળ માનસ ઉપવનમાં—પિયુ૦

કંસવધ. — ગરબો —

જમુનાને તીરે જાદુવાએ, સખી બંસરી બજાવી,
નંદલાલે વ્હાલે ચિત ચોરી મને બાવરી બનાવી.
ભુલાવી મારૂં ભાન સાન કહાન ગયો ક્યાંહાં,
મને મોરલીએ મોહીની ઉપજાવી — જમુના.

સાખી } સુંદર છબી જોઇ હેલની, ઉપજી અંતર પ્રીત;
નટવર ગિરધર શ્યામમાં ચોંટ્યું મારૂં ચિત.

નયન નેહે નચાવ્યાં વાલોડે સખી મુખ મલકાવી,
છુપી છુપી કરી સાન, મને લીધીરે લોભાવી,
ન ભાવે ખાનપાન નિંદ ન આવે હવે, લગન લલનાએ પ્રેમની લગાવી.

સાખી } વીરહ થકી વિંધાયલું, અંતર અતી અકળાય,
અળગો રહે અલબેલડો, શું કરૂં સખી ઉપાય-જમુના.

પૃથ્વી પુત્ર —:═══:—

આવી આવી વસંતની બહાર, સુની મારી સેજલડી,
તોયે આવ્યા ન હૈયા કેરા હાર, સુની મારી સેજલડી.
લાવો લાવો સમજાવી, સુંદર શ્યામ શ્યામ શ્યામ,
આવો આવો અંતરના આરામ, સુની મારી સેજલડી.

સાખી } મીઠા બોલી કોકિલા કરે મધુર ટહુકાર,
વીરહે વ્યાકુળ વલ્લભાદેતી શ્રાપ હજાર.

મનગમતા મોહન લાલા અંતર છો વિહવળ વ્હાલા,
પ્રિતી ધારા વરશાવો, શાને તરશાવો, ફુલસૈયા સોહાવો.
ફુલબાણ વિંધે પ્રાણ-આ સુની મારી સેજલડી.

કુસમાવતી. —રાગ-ભજન—

ભલે જન કોટી યત્નો કરે, નસીબના લખ્યા લેખ ના ટાળે
પાપીયા પાપી પગલાં ભરે, અંતમાં માથુ પટકી મરે.
હરિશ્ચંદ્ર મહારાજ જુવોને, નિચ ઘેર સેવા કરે
થઇ સેવકી સતિ લેખથી ગુમાન શાને કરે—નશીબ.
પાન્ડવ સરખા ધર્મ ધારી પણ, વન વન રવડી મરે
ચીર હરણ થયાં સતીનાં પ્રભુ કૃપા ત્યાં કરે—નશીબ.
સતીયા સુરજન ભલે કુજનથી, કદી પીડાતા—ફરે
सत्यमेव जयते સમજજો, ન્યાય નીયંતા કરે—નશીબ.

સરોજની —રાગ-ભજન—

કાળ નહિં છોડે, હાલા શાને મથીને મરો,
પાપી ભ્રમણા કાજેરે, મોઢાં કાળાં શીદને કરો.
મન જાણે છે મેં કર્યું કે! પણ કરનારો છે કોય;
આદર્યા અધવચ રહે ને, હરી કરે સો હોય,
મિથ્યા વૈભવ માટેરે નિર્દય જુલ્મી શીદને કરો—કાળ૦
નક્કી સમજો કાળ રાય ત્યમ, રંક સર્વને ખાય;
બાંધી મુઠ્ઠીએ આવેલાં સૌ ખલી હાથે જાય,
કરશો તેવું ભરશોરે! પરમેશ્વરથી જરી તો ડરો—કાળ૦

સરદારબા. —કજોડાની કહાણી—

કોને કહીએ કજોડાની કહાણીરે, જેમ બળદ પીલાએ ઘાણીરે,
સોક વગોવે ને સાસુ સંતાપે, વળી પીયુડો છે પામર પ્રાણીરે.
હું જોબન રસ ઝુલતી, પણ જોડીની ખોડ,
પીયુડો રમે લખોટીયે કરતો દોડા દોડ.
જગદીશ! હવે ગભરાણીરે, સહાય કરજો શ્રી સારંગ પ્રાણીરે.

## રાજકઠીયારાની વાર્તા— (રાજકઠીયારો નોવેલમાંથી)

—રાગ-દોહરો—



ભરતખંડમાં સુંદીરગામ, ક્ષત્રિઓનું મોટું ધામ !
જગ્જ્ઞ નામે પુરનો ધણી, સ'નામે રાણી પદમણી !
એક દિવસ નિશાએ રાય, પાસે રાણી ચાંપે પાય,
રાતદિવસનો પડયો વિવાદ! હોડકરી કીધો સંવાદ!
ચડા ઉતરી બેને થાય, રાજા હઠમાં આવિ જાય, !
હાજીઆએ'હાજીહા'કરી, કાળરાત અપોરાઠરી !
ગર્ભવંતી ગુણવંતી નાર, મૂકી રાત્રે વન મોઝાર !
રોતી પીટતી રાણી ગઈ, વનમાં પ્રસુત પીડા થઈ !
જાયો કુંવરકનહૈયોકહાન,જાણે બીજો ભૂપ નિધાન !
પણ પતી વિણ સતીનું મન કચવાય, જુવે પુત્રને-
રોવાઇ જાય,
રાણી શોક અધિક મનધરે, દીકરો લઇ દક્ષિણ પરવરે,
ભુખ દુ:ખના આવ્યાહીન, સતીનું શરીર થાતું ક્ષિણ.
પુત્ર ઉગારી માતા મરે, સીદ્ધિ સ્વર્ગ વિશે સંચરે !
મરતા આહળીચું દીધ હાથ, માતાએ આશિષ સંગાથ.
કુંવર પછી કઠીયારો ઠર્યો પીતા ક્રોધથી કુંવરી વર્યો.
સતિએ દળદર કાઢયું દૂર, ત્યાથી આવ્યા શ્રી સિદ્ધપુર.
કપટે—કંથ વગડે ઉપડે,—(ને)—સતી સસરાને પાલવડે
÷કહો જોગી પતી કહાં જઈ રહયા !=જંગલમાં જોગી થઈ ગયા.
÷કહો જોગી સસરાનું શું થયું ?=પુત્ર વધુ પર ચિત્તજ ગયું,
×કુંવર તાતથી કેમ પમાય ?÷સતિને પતીનો સમાગમ કયાં થાય ?
=ઉત્તર સામી આંખ્યો કરો, દક્ષિણ સામી પીડજ ધરો.
=જયો પીતાશ્રી જોધાણુ નાથ, લે સતી તૂંજ પતિનો હાથ.

---

સ્નેહલતા —:═══:—

છે નોકરી દુઃખનું મૂળ શૂળ સૌને મોટી હાય હાયરે,
............................શૂળ સૌને મોટી (૨)–છે૦
સારો દિવસ સેવા બજાવી, પોઢવું આખર થાકી.
રાત વિતી ન માલમ પડે કે ઝટ નોકરી જાગી–શૂળ૦
આમ દોડાવે તેમ દોડાવે કરાવે સર્વે વેઠ,
ધીક જગતમાં જીવતર તેનું (૨) ભરે આશારે પેટ–શૂળ૦
પંડીત–જ્ઞાની ધ્યાની સર્વે લખી ગયા વિચારી,
ગુલામગીરી છે નફ્ફટ નોકરી (૨) નહીં કરવી તે સારી–શૂળ૦

મીનળ–મુંજાળ. —:═══:—

અધુરો ઘટ છલકાય—આખરે અધુરો ઘટ છલકાય,
સાગરમાં બહુ શલીલ ભર્યું છે, પણ મઝા ન મુકે જરાય.
આમ્રતરૂવર ફળ આવે ત્યમ નીચું નમતું જાય,
એરંડો ફળ આવે ભાઇ ! ઉંચો વધતો જાય—આખરે,
મૂળ સંસ્કાર પડયા વીણ માન અધુરીયા કહેવાય,
વિદ્યા કે વિપુ, વીત વસ્ત્રથી જાતી સ્વભાવ ન જાય—આખરે.

સોનેરી જાળ —:═══:—

ભલે માલીક હો દુનિયાનો, ભલે અઠંગક હોય ખજાનો,
ભલે પ્રતાપ હોય વિદ્યાનો,
ભોગવવાને જોઇએ,—પ્રભુના ઘરનો પરવાનો:—ભલે."
"સત્તા મળી શા કામની, જો ન્યાય પંથે વળાય ના."
"મહત્તા મળી શા કામની, જો એક ટેક પળાય ના,"
"વિદ્યા મળી શા કામની, મદ–મોહ કંઇ જો તજાય ના."
"શ્રદ્ધા ધરી શા કામની, જો આત્મ–શ્રેય સધાય ના."
ભલે સુત હોય ધર્માત્માનો, ભલે મૂર્ખ–હોય કે દાનો–ભોગવવા.

વિરહેશરી. —:═══:—

આપ પાપડ વાડીમાં પધારજો લ્હેરીલાલ.
મંદીરની સામે મકાન છે, નીચે દેશી દારૂની દુકાન છે.
રંગરંગીલા ચાલ મારી પાડોશમાં તુલસી ક્યારાનું નીશાન છે,
છજામાં તુલસીના ઝાડનું નીશાન છે. — લ્હેરીલાલ.
અખંડ ને અભંગ આજ સાંજ પહેલા પધારજો,
હુડતાળવાળાનું તોફાન છે. જબરૂં હડતાળવાળાનું તોફાન છે,-લ્હેરીલાલ.
-જોખમ ભરેલું કામ પુરી પંચાત છે, ધારતી છે આફતમાં
—જાન છે, મારા બાપ ધારતી છે-લ્હેરીલાલ.

સતી દ્રૌપદી. —:═══:—

ધરો કાંઈ હિત શિખામણ ધ્યાન, ગર્વથી નથી નાથ કલ્યાણ,
કુસંપે રળ્યું કોણ આરામ, મેળવ્યું કોણે મહીમાં માન.
અભિમાન પર્વત છે મોટા, હેઠળ ઉંડી ખાઈ.................
ચડયા પડયા તે નર પછડાયા, છરમાં ગયા છુંદાઇ-ધારો૦
લંકા સરખો ગઢ દૂર્ઘટ ને સમુદ્ર સરખી ખાઇ.
લંક પતિ લંક પણ ન લાગ્યો. રણમાં ગયો રોળાઇ,
હિરણ્યાક્ષને—હિરણ્યકશ્યપુ એ જબરજંગ બે ભાઇ,
નૃસિંહ રૂપે નખે વધેર્યો, માને ગયા મરડાઇ.........ધરો૦

બુદ્ધદેવ— —:═══:—

ફુલની પાંખડી લ્યો પ્રાણ, ગણી અંતરની ઓળખાણ—ફુલની.
શ્યામ શલુણા અમ ઘર આવ્યા, શા કરીએ શન્માન.
નાથ નગિના પરિમલ ભીના, મન માન્યા મેહમાન—ફુલની.
ઝાઝું શું કહીએ સમજુને, સખી નયનનાં બાણ;
વિમળ કમળ, આ સરવર જળનું. ભોગી ભમર સુજાણ—ફુલની.

કુમારપાળ.

પ્રેમ તંત્ર અણુમોલ સખી એ શીખવ્યા નવ શીખવાય,
........................કોઇના શીખવ્યા નવ શીખવાય.—
પડે સમજ અનુભવે આવડે. કાન્ત મિલન જ્યાં થાય,
......................એકાન્તે કાન્ત મિલન જ્યાં થાય—સખી.
પ્રિયતમને જોતાં શરમ ચડે. ધડકે ઉર પાછા ચરણ પડે.
ત્યાં શાં શીખાવે પ્રણય તંત્ર. જ્યાં નયને મદ ઘેરાય,—
..........................હઠીલા નયને મદ ઘેરાય—સખી.
પણ જ્યાં જરી આંખથી આંખ મળે, પળમાં ઉર એક બીજાં ઉછળે
અધીરાં હૃદયેથી હૃદય મળે, ત્યાં રસ સાગર છલકાય—
........................ ......સ્નેહથી રસ સાગર છલકાય.

બોડાણો. —વૈરાગ્ય ભજન—

જુઠું જુઠું જગત ખરૂં જાણ્ય મારે.
જુઠી જનની—જુઠીમાયા, જુઠી મોહ ભરેલી કાયા,
કાચ કુંપો કાયા મમતા તાણું મારે.
ગગને જામે વાદળ ગોટો, પાણીમાં પ્રગટે પરપોટો;
ખેલ વિશ્વનો ખોટો—સાચો જાણુ મારે—
મારૂં મારૂં કરતાં મરતાં દ્રવ્ય કાજ પાપે નહી ડરતાં,
મેલી ચલ્યા દામ—ખજાનો ખાંણુ મારે.
જુઠી જાણો જગની બાજી, આતશબાજી જાશે ગાજી.
અંતે સૌને સોવું છે સ્મશાન મારે.

શાલિવાહન —:═══:—

મીઠી નજરના તરસ્યાના તરસ્યા બની રહેજો,
સિંધુ તમે તો બિંદુ સમ અમને ગણી લેજો,
છે સાગર હૃદય તમારાં, ત્યાં શા અભિમાન અમારાં
નિભાવજો શરણાંગત જાણી દોષ સહી લેજો:—
જીવન તમારે ચરણે આત્મા તમારે શરણે,
મમ આત્મ તણા પરમાત્મ બનીને અંતરમાં રહેજો:—

ધના ભગત. —:રાગ-ભજન:—

રામબાણ વાગ્યા હોય તે જાણે, બોલ્યા મુરખા મનમાં ન આણે.
ધ્રુવને વાગ્યાં, પ્રહ્લાદને વાગ્યાં ઠરી ને બેઠાં ઠેકાણે
ગર્ભવાસમાં શુકદેવને વાગ્યાં, એવું વેદ વચન પરમાણે—રામ.
મોરધ્વજ રાજાનું મન હરી લેવા, મ્હારો વા'લો આવ્યા જે ટાણે,
લઇ કરવત મસ્તક પર મેલ્યું, પત્ની-પુત્ર બેઉ તાણે—રામ.
મીરાંબાઇ ઉપર કોપ કરીને, બોલ્યો રાણોજી ખડગ તાણે.
ઝેરના પ્યાલા મ્હારા ગીરધરલાલે, આરોગ્યા અમૃત ઠેકાણે—રામ.
નરસીંહ મ્હેતાની હુંડી શીકારી, વ્હાલે બેપ ભરી ખરે ટાણે,
આગળ સંત અનેક ઓધાર્યા, એવું ધનાભગત ઉર આણે—રામ.

શાલિવાહન —:═══:—

અમર કામ જે કરે જગતમાં તે નર-અમર ગણાય,
જગ કલ્યાણે જીવન વીતાવે યુગ યુગ એ પૂજાય;
... ... ... ... મનુષ્યમાં તે જન દેવ મનાય:-અમર૦
આત્મ ત્યાગના ઉજવળ વ્રતના ઘર ઘર ગીત ગવાય.
જેમ પુષ્પ ખરી કરમાય, પણ વાસ વિમળ રહી જાય.
કીર્તિવાસના કીર્તિવંતની અખિલ જગે ફેલાય:-અમર૦



કોઇ દુધ લ્યો દીલરંગી, શોખીલા શાણા ઉમંગી—હાં
કેફી પીએ કસુંબલો ગાંજો પીએ અબુધ,
દારૂ તો દીવાના પીએ, દાના પીએ દુધ—હાં કોઇ.
એક અમીરસ દેવનો, બીજો રશ છે. પ્રેમ,
ત્રીજો રશ ગોરશ ભલો, પીધે કયા હેમ—હાં કોઇ.
ગોરી ગવરી ગાયનાં, ગોરા મીઠાં દુધ.
હું પણ ગોરી ગોરડી, ગોરૂં દીલ છે શુદ્ધ—હાં કોઇ.
હેમ કટોરો હાથમાં, માંહી અમૃતસાર
ચતુર હોય તે ચિતવે, ગુણ સમજે ન ગમાર—હાં કોઇ.

**શ્રી તુલશીદાસ કૃત, ભજન. —રાગ-બિહાગ—**

બ્હાનાની પત રાખ, પ્રભુ તારા બ્હાનાની પત રાખ;
બ્હાનારે માટે જો દુઃખ દેશો તો, કોણ જપે તારો જાપ—પ્રભુ.
રોહીદાસની તમે પાતરી લીધીને, નવ જોઇ જાત કે ભાત;
સેનાની માટે સનમુખ રહીને, તમે નાઈ કહેવાયા નાથ—પ્રભુ.
પ્રલ્હાદની તમે પ્રતિપાલણા કીધીને, સ્થંભમાં પુર્યો વાસ;
તાતી કઢા તમે શીતળ કીધી, સુધન્વાને માટ—પ્રભુ.
પંચાળીનાં પટકુળ પુર્યાંને, રાખી સભામાં લાજ;
સાયરમાંથી બુડતો રાખ્યો, રામ કહેતાં ગજરાજ—પ્રભુ.
ઝે'ર, હતાં તેનાં અમૃત કીધાંને, આપ્યાં મીરાંને હાથ;
મે'તા ને માંડળીકે મારવા ધાર્યો, તો કેદારો લાવ્યા મધરાત—પ્રભુ.
ભક્તોનાં તમે સંકટ ભાંગ્યા ત્યારે દ્રઢ આવ્યો વિશ્વાસ;
તુલશીના સ્વામીને કહું કરજોડી, પુરો અંતર આસ.—પ્રભુ.

**શાલિવાહન.** —રાગ, ગઝલ કવ્વાલી—

માગું તમારી માયા, કાયા હશે ત્યાં છાયા,
સ્વામીન્ તમારે ચરણે, વૈભવ બધા શમાયા,
જગની તમે વિભૂતિ, વિભૂતિ હું તમારી સ્વામી,
મારા અને તમારા, યોગો અમર લખાયા,
વૈભવ બીજાને આપે, કષ્ટો બીજાનાં કાપે,
પરમાર્થે પ્રાણ ત્યાગે, ત્યાગી ખરા જણાયા,
દીન-રાત જેણે જાગી, સેવા જગતની સાધી,
પ્રભુના બર્યાં એ જીવો, જગમાં પ્રભુ મનાયા—માગું૦

**ભોજાભગતનો ચાબખો.** —:═══:—

પ્રાણીયા ભજી લેને કીરતાર, આ તો સ્વપ્નું છે સંસાર
ધન દોલત અને માલ ખજાનો, પુત્ર અને પરીવાર,
તેતો તજી તમે જાશો એકલા, ખાશો જમના મારરે.—પ્રાણીયા.
ઊંચી મેડીને અજબ જરૂખા, ગોખ તણો નહી પાર,
છત્રપતી તો ચાલ્યા ગયા, તેના જડ્યા રહ્યાં છે બારરે.—પ્રાણીયા.
ઉપર ફુલડાં ફરફરેને, હેઠળ શ્રીફળ ચાર,
ઠીક કરી એને ઠાઠડીમાં ઘાલ્યો, પછી મુકે પડે પોકારરે.—પ્રાણીયા.
શેજ તળાઇ વીના સુતો નહીને, કરતો ફુન્નર હજાર,
ખોળી ખોળીને બાળશે, જેમ લોઢું ગાળે લુહારરે.—પ્રાણીયા.
શમશાન જઇને ચેહ ખડકી, તે ઉપર કાષ્ટનો ભાર,
અગની મુકીને અળગા રહે, પછી અંગે ઝરે અંગાર.—પ્રાણીયા.
સ્નાન કરવા સૌ ચાલીયા, મળી નર સઘળાને નાર,
ભોજોભગત કહે દશ દહાડા રોઇને, વળતી મુકયા વીસારરે.—પ્રાણીયા.

સૌરાષ્ટ્ર વીર. —:═══:—

એ...........નીંદરડી ઉડાડો રાણા જાગો કોઇ રાણી જાયા
ક્ષાત્રો વટવાટ તમારી જોતી રહી, જમાનાથી જનની આજ
રોતી રહી–નીંદર.
ચોહાણીએ રણુ ચઢાવ્યાં સોળંકીએ શૂર ગુમાવ્યા
ચાવડા કીર્તી ચોરે ચૌટે ગઇ–એ–જમાનાથી
સુનાં મણી મંદિર મ્હારાં, પ્રભાસના દિવ્ય કિનારા
સુની સુની આજે એ રણવાટો રહી–જમનાથી.
લુંટાયા શું લુંટો લાજ લુંટાઇ ગઇ–
જમાનાથી જનની આજે રોતી રહી—એનીંદર

શાલિવાહન. —:═══:—

લક્ષ્મી વિણ લક્ષણવંતાની, કીંમત નહીં અંકાવાની
ભાગ્ય વિનાની લક્ષ્મી ઘરમાં, આવી તે વહી જાવાની—
લક્ષ્મી તું છે મૂળ દુઃખનું, જ્યાં ત્યાં કલેશ જગાવાની,
ચંચળ થઇ ઘરઘર ફરતી તું, સારા કર્મ તજાવાની—
એકનું લઇ બીજાને આપે, તું પણ છે મોટી દયાની
કીંમત છે બસ એકજ તારી, હસ્તાનેજ રડાવાની.—

મીરાંબાઇ કૃત ભજન. —રાગ–પદ—

મુખડાની માયા લાગીરે—મોહન તારા —ટેક૦
મુખડું મેં જોયું તારૂં, સરવે જુગ થયું ખારૂં, મન મારૂં રહ્યું ન્યારૂંરે.
સંસારીયાનું સુખ એવું, ઝાંઝવાના નીર જેવું, તેને તુચ્છ કરી ફરીએરે.
સંસારીઆનું સુખ કાચુ, પરણીને રંડાવું પાછું, તેને ઘેર શીદ જઇએરે.
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો, રંડાવવાનો ભે ટાળ્યોરે.
મીરાંબાઇ કહે બલીહારી, આશા એક મને તારી, હવે હું તો બડભાગીરે.

**શાલિવાહન. —રાગ ગઝલ—**

સુખની ગણાય છાયા, કમનીય જેની કાયા;
આરામ ત્યાં છુપાયા, રમણી મહાન માયા.
મદમસ્ત હસ્તીઓના, કુંભસ્થળો વિદારે;
કે લાખ-ખડ્ગથી જે રોકાય ના લગારે,
તે સ્હેજમાંજ સ્ત્રીના, કરપાસમાં ફસાયા—રમણી૦
અલકાવળીની લટમાં કે રક્ત અધર પટમાં,
દગ બાણુની ઝપટમાં, કે ઉભય ઉરજ ઘટમાં;
લપટાય નહીં એવા, નર કોઇ નથી સૃજાયા—રમણી૦
એ સ્વર્ગ હોય શ્યામા સંસાર સ્વર્ગ સમજો;
જો નર્ક હોઇ નારી, તો જગત નર્ક સમજો,
પણ સર્વ જીંદગીનાં સુખ દુઃખ ત્યાં છુપાયાં—રમણી૦

**કબીર ભજન. —રાગ. કીરતન—**

મુખડા ક્યા દેખો દરપનમેં તેરે દયા ધરમ નહીં મનમેં—મુ૦
જેશી ફુલ રહી ફુલવાડી, બાસ રહિત નીજ ફુલમેં,
એક દીન એસી હો જાયગી, ખાક ઉડેગી તનમેં—મુ૦
ચુવા-ચંદન, અબીર અગરજા, શોભે ગોરે તનમેં,
ધન-જોબન દો ઘડીકા સાથી, છુટ જાવેગા ક્ષણમેં—મુ૦
કોડી કોડી માયા જોડી, સુરત રહે નીજ ધનમેં,
દશ દરવાજા બંધ રહે તો, રહે ગઇ સબકી મનમેં,—મુ૦
વાંસનકી એક નાવ બનાઇ, લે ચલે જંગલમે;
ધરમી ધરમી પાર ઉતર ગયે, પાપી ડુબે જલમેં;
કહત કબીરા સુનો ભાઇ સાધુ, એ ક્યા લગ રહી મનમેં—

રાજા ગોપીચંદ. —રાગ-ઝીંઝોટી-ઠુમરી—

ભજમનરે ભજરામ, દુન્યા ભુલાઓ કે-ભજ.
જીવન થોડા રસ્તા બીકટરે, જપ હર પલ હર નામ—ભજ.
ભોગકો છોડકે જોગકો, લેના, કઠન કઠનરે રહે કામ—ભજ.

શાલિવાહન. —:═══:—

જાગ્યું નસીબ હવે જાગ્યું, જીહાં બરાબર,
ભાગ્યું દળદર દુઃખ ભાગ્યું, જીહાં બરાબર.
સોનાનાં ઘરબાર ચણાવું હીરા માણેક ઉપરે છાવું,
ચાંદીના ચોક હું પુરાવું, જીહાં બરાબર.
દશ હજાર હું દોતીયા રાખું ચોપડા પારાવાર.
પાને પાનું ફેરવી જુવો ઉધાર ના તલભાર.
........................નાણાવટી કહેવરાવું......
આપણે તો અખેપાતરની શેઠ દીલથી કરશું સેવ,
મન ભાવતું મને આપો નવું નવું અન દેવ.
........................ખાવું અને ખવરાવું......

ભોજા ભગતનો ચાબખો. —:═══:—

ભરમાવી દુનીયા ભોળીરે, ખાવો આશો ભજુની ચોળી—ટેક.
દોરી ધાગાને વળી ચીઠ્ઠી કરીને આપે ગુણકાની ગોળી.
જીવને હણતાં દયા ન આણે જેમ ભીલ કાફર કે કોળી.—ભ૦
નીત નીત દરશન નિમ ધરાવે, ઘેર આવે જીવાની ટોળી,
માઠ માઠ કરીને બાવો બોલાવે, હૃદયે કામની હોળી.—ભ૦
સઘળા શીષ્યને ભેળા કરીને ખાય ખીર ખાંડને પોળી,
ભોજોભગત કહે ભવસાગરમાં બાવે નાખ્યા બોળીરે.—ભ૦

**અંશાબાઇનું ભજન.** —રાગ-ભજન.

તું તારા બીરદ સામું જોઇ લે શામળીયા. (૨)
ના જોઇશ કરણી હમારીરે...વ્હાલા...(૨)...તું તારા-(૨)
ગજને કારણ વ્હાલા પેદલ ધાયા (૨) દ્રૌપદીનાં ચીર વધાર્યાં રે-વ્હાલા(૨)
ટીટોડીનારે વ્હાલા, બાળ ઉગાર્યાં (૨) પાળજે પત જગરાયારે વ્હાલા (૨)
-બાપણુ-(જે ગોવરધન ધરણુકી જે, વાહ, મીરાં વાહ, ભગત-મીરાં વાહ)

**શ્રી સત્યનારાયણ.** —:═══:—

કહું આપ વીતી કમ કથા દુઃખીઆરી, કાળજડું નાંખતી સંહારી-કહું૦
આ નગર સાધુ શેઠની, બહુ લાડકી દીકરી હતી;
ખાતાં બગાસું દાસીઓ કંઇ લાખ એ હાજર થતી.-કહું૦
મોતી હીરા પ્હેરી ચરણ, ધરણી પરે ના રાખતી;
તે આજ ટુકડા કાજ તમ ઘર, આવીને ભીખ માંગતી-કહું૦
પતીને પીતાજી લેઇને, વ્હાણે વિદેશે સંચર્યા;
ચોરાઇ ગઇ લક્ષ્મી અને, આગે રખડતાં છે કર્યાં.-કહું૦
ચઢતી અને પડતી પ્રભુ, ચીરકાળ કોની ન રાખશે;
ભીખારી પળમાં ભૂપ થઇ, ભૂપ થઇ ભીખ માગશે.-કહું૦

**શાલિવાહન.** —રાગ, ગઝલ—

રસીલાં પ્રેમીનાં હૈડાં, પ્રીતમમાં રાત દિન રમતાં.
સલુણા શ્યામનાં સ્વપના નજરથી ના ઘડી ખસતાં
પ્રીતમ જો હોય પાસે તો બધુંયે વિશ્વ પાસે છે,
વસે દૂર જો નજરથી એ જગત આ શૂન્ય ભાસે છે.
અધુરાં એ સવાલોના? જવાબો પ્રેમીઓ ખોળે,
અજબ ઉત્તર એ પ્રશ્નોના, એ પ્રશ્નોમાં લખાયાં છે:—

કબીરકૃત. —ભજન-રાગ-પદ—

રામ નામ તું ભજલે પ્યારે હાવકુ મગરૂબી કરતા હે,
કચ્ચી મટીકા બંગલા તેરા, પાવ પલકમે ઢલતા હે—રામ૦
બ્રાહ્મણ હોકર પૂરાણ બાંચે સ્નાન તરપન કરતા હે,
સરવ કા સુચિત રહેતા, ઓ કયા સાહેબ મીલતા હે—રામ૦
જોગી હોકર જટા બઢાવે, હાલ મસ્તમે રહેતા હે,
ઉપર ધરેકર હાથ સુંકાવે, યોં કયા સાહેબ મીલતા હે.—રામ૦
માન ભાત્ર પડતે કાલે કપડે, દાઢી મુછ મુંડાતા હે,
લકુટી લકડી હાથ પકડકર, ઓ કયા સાહેબ મીલતા હે.—રામ૦
મુલ્લાં હોકર બાંગ પુકારે, ઓ કયા સાહેબ બહિરા હે,
મુગીકે પાવમેં અવાજ બાજે, ઓભી અલ્લા સુનતા હે.—રામ૦
જંગમ હોકર શીંગ બંઢાવે, ઘર ઘર લેકર ફીરતા હે,
શંખ બજાકર ભીક્ષા માંગે, ઓ કયા સાહેબ મીલતા હે.—રામ૦
કહત કબીરા સુનભાઇ સાધુ, મનકી માલા જપતા હે,
ભાવ ભકિતસે ધ્યાન ધરત હે, ઉનકુ સાહેબ મીલતા હે.—રામ૦

એક અબળા.

સંસાર સુધરે કેમ કરી, નહી સમાન જ્યાં નરનારી-
જ્યાં જુગતી જોડી હોય નહી, ત્યાં ઉભય જીવન દુઃખકારી-
ભાઇ બન્યા બેરીસ્ટરને બાઇ બારાખડી નવ જાણે
બાઇ જાય ભાષણ કરવા તો-ભાઇ ઘોડીયાં તાણે
—કોણ સમજે જવાબદારી.
કાલેજ મહીં જે શકુન્તલાની સ્વપ્ન સૃષ્ટીઓ ઘડશે-
કાઇ છાણાં વિણનારી એ રસીયાને પાલે પડશે-
ભોગવશે જન્મ બીમારી.

મધુ બંસરી —રાગ—ઉસ્તાદી—

મોરી બૈયા ન પકર ગીરધારી શ્યામ, મઈ ભરત નીર જમુનાકે ધામ.
તુમ તો જાતે સોતન સંગ રહેતે, અબ તો સદન પ્યારી શ્યામ...મોરી.

શાહુ-કે-ચોર —રાગ-કવ્વાલી—

સંસાર આ છે ચિત્રમય બાજીગરી દેખાય છે.
અમૃત ભર્યું કે ઝેર એમાં તત્વ ના સમજાય છે.
કોઇ સ્થળે વિદ્વાન જનની વાત તો સમજાય છે.
કોઇ સ્થળે દારૂ નિશામાં દાનવો દેખાય છે.
રમણી રમણના પ્રેમમાં રસરંગ જો રેલાય છે.
કોઇ સ્થળે નિજ વૃદ્ધ પતિની કથનીઓ કહેવાય છે.
સંગીતના સુરો કહીં—તો રૂદન કયાં સમજાય છે.
આનંદ મસ્તી કયાં ઉડે તો શોક કયાં ઉભરાય છે.
સંસારની માયા મહીં ખોટું ખરૂં ભેળાય છે.
જે જ્ઞાનથી મુક્તિ મળે એ જ્ઞાન ના સમજાય છે.

નરસિંહ મહેતા, —:═══:—

વ્હાલા વેગે આવોરે દયા દીલે લાવોરે, બીડુ મારી બાંગવા હોજી.
નહીં આવો તો છાના ઉઘાડું બધાં છીદ્ર......................વાલા.

આહિરડામાં ઉછર્યા ગોવાળીઆમાં વાસ,
કાંધે કાળી કામળી માગી પીતા છાસ.

માતા કેદે, મુક્યાં પુરો મારી આશ, હું રાખુ તમથી દાવોરે...બીડું

બે માના બે બાપના નકટા નિર્લજ બાળ,
મહી માખણના ચોરટા કંસ તણા હે કાળ.

સોડ તજોરાણી રાધાનગુણી, હરિજન આપે આવ્યા, બીરા વેગે ધાવોરે...બીડું.

શાલિવાહન.

આરી સામે ન જોશો જરાય—નજર મને લાગેરે
—જોતાં નયને નયન ઢળી જાય નજર નહીં લાગેરે—
ભૂલી મને હું સૌને ભૂલાવું:—
—ભૂલો નહીં એવા ભેદ શીખાવું.
મીઠી મુંઝવણી થાય—નજર મને લાગેરે—
જાદુગરી તેં જાદુ ચલાવ્યાં.
મોહન મંત્રથી ભાન ભૂલાવ્યાં, કોને ખબર શું થાય,—

ભજન— —રાગ ગઝલ—

શ્રીરામ કહેનેકી મઝા, જીસકી જબાંપે આ ગયા;
જીવન મુકત હો ગયા, ચારો પદારથ પા ગયા—ટેક.
લુંટી મઝા પ્રહલાદને, ઉસ નામકે પ્રતાપસેં
નરસીંગ હો દર્શન દીયા, ત્રીલોકમેં જશ છા ગયા—શ્રીરામ,
ઐસા ભીલન—સોવરી, કીસ પ્રેમસેં સુમરન કીયા;
પરમાત્મા ઘર આંયકે, ઉસ હાથસે ફલ ખાલીયા—શ્રીરામ.
વાલ્મીક બડા અધમ, ઉસ નામકા સુમરન કીયા;
સત કોટી રામાયન કરકે પ્રભુ પદારથ પા ગયા—શ્રીરામ,
સતકોટી કી તકસીરમેં, જબ સંભુને પાયા ઉસે;
આપે કૃપા ઇનકી બાદ, સદ્‌ગુરૂમે દર્શન દીયા—શ્રીરામ.
સબસેં બડી દાજા કીયા, ભકતોકા ઇસ કલી કાલમેં;
નરસીંહકી હુંડી દ્વારીકામેં, સાગરા શિકરા દીયા—શ્રીરામ.
છા રહી કીરત બીમલ, રૂતુરાજસી સંસારમેં;
આજ કે માનીંદ તુલસી, પ્રેમ રસબર્સા દીયા—શ્રીરામ.

**શ્રી બ્રહ્માનંદ ભજન.—રાગ. ગઝલ—**



કૃષ્ણ ઘર નંદકે આયે સિતારા હોતો એસા હો.
કરે સબ પ્રેમસે દર્શણ દુલારા હોતો એસા હો.
બકાસુરકો મશલ ડારા, પુતના જાનશે મારી.
કંશકો કેશસે ખેંચા ખિલારા હો તો એસા હો.
કુદ પાનીકે અંદરશે, નાગકો નાથ કર લાયે,
ચરણ ફણ પેધરકરકે, નચારા હો તો એસા હો.
તીર જમુનાકે જા કરકે બજાઇ બંસરી મોહન.
ચલી ઘર છોડ બ્રજનારી પિયારા હો તો એસા હો.
રચાઇ રાશ કુંજનમેં; મનોહર રૂપ બન કરકે
દેવ દર્શનકો ચલ આયે; દીલારા હે તો એસા હો.
ગયે જબ છોડ ગોકુળકો નહિ ફીર લોટકર આયે,
સખિ રોતિ રહી બનમેં કીનારા હો તો એસા હો.
પૂરી દ્વારાવતિ જાકર. મહલ સોનેકે બનવાયે,
હજારો રાનિયાં વાંહી, ફસારા હો તો એસા હો.
કુરૂ-પાંડવ લડે રનમેં, જીત અર્જુનકી કરવાઇ,
બચાઇ લાજ દ્રૌપદીકી સહારા હો તો એસા હો.
ઉતારા ભાર ભૂમીકા, સિધારા ધામ અપનેકો,
વો બ્રહ્માનંદ દુનિયાસે, ન્યારા હો તો એસા હો.

**સુદ્રા પ્રતાપ.** —રાગ-પ્રભાત—

જાગી જીવ જો જરી જીવન તારૂં હરી-રાત્રી અંધારી વહી વાયુ વહાણું,
અન્ય સૌ પરહરી સમરને શ્રી હરી, ફરી ફરી નહીં મળે આવું ટાણું,
અધિક ગોવિંદથી પણ ગુરૂને ગણી, ગુરૂ પદે પરમ આનંદ માણો,
સાર હીન સકળ સંસારમાં, સારનો સાર શ્રીહરિ તણું નામ જાણો.

શ્રીબ્રહ્માનંદ ભજનમાળા-ભજન, રાગ, જંગલા. તાલ ૩

આજ ખેલન મત જા મેરી સજની, શામ સુંદર ઘર આવત હૈરી-ટેક.
મોરમુગટ સિર ઉપર રાજે, ગલે બન માલ સુહાવત હૈરી.-આજ.
બંશી અધર લગાય બજાવે, મધુર મધુર ધુન ગાવત હૈરી.-આજ.
પીતવસન-મકરા કૃતિકુંડલ, પગ નપૂર ઝણુકાવત હૈરી-આજ.
બ્રહ્માનંદ પ્રેમવશ મોહન, સખિયન દરશન દિખાવત હૈરી.-આજ.

નરસિંહ મહેતા કૃત ભજન—રાગ-પદ—

સંતો અમે વેહવારીયા,શ્રીરામ નામના વેહવારી આવેરે બધા ગામગામના.
અમારૂં વસાણુ સાધુ સઉકોને ભાવે અઢારે વરણુ જેને હોરવાને આવે.
અમારૂં વસાણુ કાળ-દુકાળે ન ખુટે, ચોર ન લુંટે જેને રાજા ન દંડે-સંતો.
રામનામ ધન્ય મારે, વાજે ને ગાજે,છપ્પન ઉપર ભેળ ભુંગળો વાગે-સંતો.
લાખ તણુા તો લેખાં નહીને પાર વિનાની છે પુંજી,
હોરવું હોય તો હોરી લેજો કસ્તુરી છે સુંધી—સંતો.
આવરીને ખાતાવહીમાં લક્ષ્મીવરનું નામ,
ચીઠીમાં ચતુરભુજ લખીયા નરસઇયાનું નામ—સંતો.

સોનેરી જાળ -રાગ—ભજન-

( તારૂં )-નાવલડું હંકાર સાજન ધીરે ધીરે,
ભવસિંધુ આ ભયકાર, સાજન ધીરે ધીરે... તારૂં.
મદીરા પી મન માકડું કુદે, નાવડું ચુરા થાય,...સાજન.
અહંભાવના વાદળ છાયાં, હૃદયાકાશની માંય.
મદમત્સરનો મેહુલો વરસે, ડુબતી હોડી જાય;
દિશા દુર્ગમ લીધી દુર્ગુણુની, સીધી ભૂલ્યો વાટ,
સત્ય ધ્રુવનો તારલો ચુક્યો, કેમ મળે મુક્તિ ઘાટ...સાજન.

**હોડી ભાજવન્તી.** —રાગ-ભજન—

ઊંચે મહેલ અટારી બાંધે તુ જાને નહી મરના,
શ્વાસકા તો વિશ્વાસ નહી ઓર, અમર ભરોસા કરના.
તુ જાને ધરતી મેરી, ધરતી કહે તું મેરા.
રજની પૃથવી ઘેરી કહાં તક, અંત વે હુવા સવેરા.
કોઇ કંચનકી લંકા લુટાયે ગએ, કોઇ કૌરવકા ગૌરવ મીટાયે ગએ;
કંઇ લાખો સીકંદર બનાએ ગએ, જીનકે ઝંડે વિજયકે ઘુમાએ ગએ,
બડે છત્રપતી જો કહાએ ગયે, ખાલી હાથો જગતમે સબ આએ ગએ.

**વિણાવેલી.** —:═══:—

સુંદર શામળીયા, નામ જપીશ નિત્ય તારૂં—સું૦
મનહરના મળીયા, કાશી કરવત ધારૂં—સું૦
શામળા શણગાર હમારા, કાળજું હર્યું કામણગારા,
વીનવે કરગરી દીન દારા, દર્શન દો દીલદાર તમારા;
કયાં હું, કહું દુઃખ મારૂં.—સુંદર શામળીયા.
આસપાસ નહીં વાસ નિહાળું, આહાહા, ત્રિભુવન ભાસતું કાળું,
નિરખું નહીં મુખડું તારૂં જઇ હીમાલય ગાત્ર હું ગાળું.

**કબીર ભજન.** —રાગ ભજન પદ—

દયા-ધરમ નહીં મનમેં, મુખડાં કયા-દેખો દરપનમે,
કાગજકા એક નાવ બનાયા, છોડા સમંદર જલમે,
નુગરા બેઠન વાલા ડુબે, સુગરા તરજાય છીનમે,-મુ.
મુચ્છ સમારી પાઘડી બાંધી, તેલ લગાવત તનમેં,
ડુંગરકા પાની જોબનકા લટકા, ઠલજાવેગા છીનમેં-મુ,
ઓર કાયામાં ધાસ ઉગત હયે, ગૌઆ ચરત હયે બનમેં,
કહત કબીરા સુનોભાઇ સાધુ, રહ ગઇ મનકી મનમેં-મુ.

શુકદેવજી.



સુખ દુઃખ મનનાં કારણ સજની, મન પર સૌ આધાર;
જેનું મન જેથી માન્યું તેમાં—સુખ તેને સાર ...સુખ.
યોગી છે યોગે રાજી, (૨) ભોગી ઉપભોગે રાજી (૨)
રાજી વનવાસી વન મોઝાર
સજની રાજી વનવાસી વન મોઝાર..............સજની.
કહેલે ઘરબારી રાજી, મ્હેલે દરબારી રાજી, (૨)
રાજી જેને જેવો અધીકાર;
સજની રાજી જેને જેવો અધિકાર..............સજની.

અબજોનાં બંધન. રાગ—"ભજન"

જાન હે જાના, સબકો હે જાના,
સોહન જીસમે પહોચાના, ફિર નહિ આના જાના—ટેક
કાયા ઘડ કચ્ચા ભાઇ, માયા બાદલકી છાઇ,
લડકા લડકી લુગાઇ, સ્વારથકી હે સગાઇ, મત હોના દિલગીર—
માલ ખજાના મયના હાથી, ઘોડા ઔર સમયાના,
સબકો છોડ અકેલાહી જાના, આવે પરવાના;
જગ એકફૂ ન ચલે બ્હાના, ચલતી નહી તદબીર.—ટેક.

જલસા સંગ્રહ. —રાગ, પીલુ, પદ—

કીસીકા કૌન સંગાથીરે બાબા—કીસીકા.
જુઠીરે માયા જગત ભુલાયા, કહેત પુરાણકી પોથીરે—બા—કી.
દોલત દુનીયા માલ ખજાનાં, માત પિતા સંગ નાહીરે—બા—કી.
આપહી આપે અકેલા રીંજાના, હોતે મશાનકી માટીરે—બા—કી.

**મનોહરી રંભા. રાગ કવ્વાલી.**

જગતનાં બાગમાં બાપુ માયાળુ એક માળી છે;
રસિલા છોડ ને પાણી સીંચી નેકલાલી છે—ટેક.
સુગંધી તો ભ્રમર લ્હેશે, ખરો માલિક તો તે રહેશે
ખીલાવી જો નહિ દેશે, ભુલ્યો નિજધર્મ માળીએ—જ.
જશે જ્યાં ફુલની કળીઓ, જશે સાથે સુગંધી તો,
હશે ફેળ ત્યાં હશે ઠળીઓ, જુવો પ્યારો નિહાળીને—જ.
પિતા પુત્રી પરાયું ધન, થશે બીજાને તે સ્વાધીન;
જશે ભરથાર લઇ તે તન, રહેશે રોઈ માળીરે—જ.

**સરદારબા. —રાગ-ઉસ્તાદી—**

બંસીવાલા આજોરે મારે દેશ, પ્યારી સાવરી સુરત પ્યારો બેસ-બં.
આવન આવન કેહ ગયોજી, કર ગયો કોલ અનેક,
ગીણતાં ગીણતાં ધીસ ગઈ, મોરી આંગળીઆરી રેખ.
સાંવરીયા રસીલા સલુણા. પીવાને જીયાયે કરંયે નીશાર,
હમતો જોગી પ્રેમકેરે, પ્રેમ હમારો દેશ
શુદ્ધ નહીં પાઇ પીચુકી, તબ લીયો આ વેશ.-બં.

**સાગર-સરિત- ભજન, રાગ, પદ.**

ચંચળ લક્ષ્મીનાં ચાળારે જનમુર્ખ ફુલી મરનારા,
કાળાં—ધોળાં કરનારારે ખાંતે ખત્તા ખાનારા.—ચંચળ૦
"જયમ વર્ષાની વીજળી પળપળ કરે ચમકાર,
આજ મળ્યું ધન કાલે જાશે, આંખ ચોળી રહેનારરે.—ચંચળ૦
મોટા મોટા નર મરી ગયા ત્યારે ગયું ન કાંઇ સાથ,
જુડો મહશો જાણજો, મહશો તમે જાશો ખાલી હાથરે.—ચંચળ૦

**વિરાટ-પર્વ.** **રાગ ઉસ્તાદી ભજન.**

વરનત મુખસે કીયો ન જાય તેરો સખા કીશન મુરારી
ફાગન મેં જબ હોરી ખેલત, બીહરત કુંજ બીહારી,
શ્રીંદાબ-દકી કુંજ ગલીમેં, બહીંઆ પકડ રંગડારી.
ક્રોધમેં આકાર ભવેં ચઢાકર, તબ બોલી બ્રીજનારી.
મત રંગ ડારો લાજ ધરો તુમ, હમહય નાર કુંવારી
તુમ હો નીરલજ હમ નહી અપશી મુખશી સુનોગે ગારી
(તબ)-ફગવા લીયે બીન-જાને ન દુંગા-હસકે-બુલા મુરારી,
અબ કહાં જાઓ બચો મોરે આગે બરમારી પીચકારી,
કહેને લગી સબ હાથ જોડ-અય ગોકુલકે રખવારી,
તુમરે પ્રેમમે બની હમ મુરખ, અંગીઆ ભીજ ગઇ સારી,
અબતો છોડ દો ચીર હમારે તુમ જીતે હુમ હારી.

**અંબરીષ—** —:═══:—

ગોવિન્દ તારા ગુણ શ્યા શ્યા ગાઉં (૨) હોજીરે સાગર ગુણ ભરીયોજીરે.
નવશેનવ્હાણુંપુરાનિત્રાનવાચીરવ્હાલા, દ્રોપદીની વ્હારે ઝટચડીયોહોજીરે
ઇન્દ્રે કોપીને વૃષ્ટિ વ્રજમાં કીધી ત્યારે,ટચલી આંગલીયેગિરીવર ધરીયો-હો
કુબુના કોઠાર ભરીયા, લુંટયા રંકે આ ધારે,
અમરો કુબુનંધી ક્ષણમાં કરીયો—હોજીરે.

**બોલતો કાગળ** —:═══:—

કુમળુજી પુલોમાં ઝાઝા ફુલ્યું ફુલ ફુલી કરમાશે,
ફુલી કરમાશે ખીલેલું આખર ખરી જાશે.
સરખા દીવસ ન ગયા કોઇના તેમ નહી જાશે,
રેંટતણી ઘટમાળ ભરાશે ભરાઇ ઠલવાશે.
ઉજળુ એ સહુ દુધ આજ અભિમાને દેખાશે,
જ્યારે પડશે કાળ ઝાપાટે ત્યારે સમજાશે.

મોહબ્બત.

હજુ નહિ આવે બાલમ કેસે કરે રતિયાં;
બાલા જોબન મોરી છોટી ઉમરીયાં...હજુ
સખી સંગ કોઉ નાહી, બનતો વ્યાકુલ ભઇ,
બ્રીજમેં અકેલી રહી, પ્રીરત મેં થક ગઇ;
બીના કનૈયા મોરી ધરકત છતિયાં...હજુ

રા. આંડલીક. —:══════:—

ખુને જીગરકો પીતી હું બસ ગમમેં તેરે યાર,
સહેરે ચમનમેં ફીરતી હું બસ ગમમેં તેરે યાર.
મય ચુપકે ચુપકે રોતી મુંહ આંસુઓસે ધોતી;
વોહ કહાં ગયો મેરા મોતી, મોતી બીના ના સોતી-
બસ ગમમેં તેરે યાર કયા-ખુને
દીલ કિસીકું દીજીયે જો દીલદાર યાર હો,
કયા હિંદુ કયા મુસલમીન-કદરદાન યાર હો,
મેરી નઝર જો તુમસે લડ ગઇ, મેં પલંગસે નીચે પડ ગઇ
વોહ કહાં ગયો મેરે પ્યારે, મેં અગ્ની જેસી જલ ગઇ
બસ ગમમેં તેરે યાર-ખુને

મીસ માણુક. —રાગ. કહેરવા—

હજારો મેરે કાનકા મોતી, કાનકા મોતી, કાનકા મોતી—હ.
અરે મોતી મેરા, કીમપડા હે. (૨) લે જમુનાજલ ધોતી,
("કૈસે ધોતી") લે જમુના જલ ધોતી—હજારો—(૨)
અરે મોતી મેરા લાખ ટકેકા (૨) ધર છતીયન પર સોતી (૨)
હજારો મેરે—(૨) કાનકા મોતી—(૨) હજારો મેરે—
"વાહરે વાહ, બડા ભારી મોતી. હો હો હો હો." ! ! !

**ભજનમાલા— રાગ. પદ.**

જીને ઈશ્કમેં સર નાં દિઆ, જગમેં જીયા તબ કયા હુવા;
ચરખા પુકારે રૂઈ રૂઇ, આશક પુકારે તુંહી તુંહી;
જીને પ્રેમરસ ચાખ્ખા નહિ, રસીઆ બના જબ કયા હુવા—જીને
દરિયા કિનારે માલમ ખડા, માલમ જાને દરિયા મેરા;
ડુબકી દિયે મોતી ના મિલા, માલમ બના જબ કયા હુવા—જીને
જોગી જુગત જાને નહિ, કપડા રંગા તબ કયા હુવા;
જીન આપ-ઘટ રંગાં નહિ, પરઘટ રંગા જબ કયા હુવા—જીને
કાજી કીતાબેં ખોલ કે મસલા સુનાવે ઔરકુ;
આપે અદલ ચલતા નહિ, કાજી બના જબ કયા હુવા—જીને
મક્કે મદીને શેહેરમેં, સીજદા કીઆ તબ કયા હુવા;
દિલકા કૂફર જાતા નહિ, કલમાં પડા તબ કયા હુવા—જીને
કેહેવે અલી સુન બે વલી, પીયુ પીયુ કિયે મેરા જી ગયા;
જીન સાંઇ ગુન ગયા નહિ રોતા ફીરા તબ કયા હુવા—જીને

**લેડી લાજવન્તી. રાગ—ભજન.**

જબ કાયાને જનમ લીયો જગ હસા એ કાયા રોઇ
ફિર જગને છલ-કપટ શીખાયા એ કાયા ચંચલ હોઇ
ચૌદા બરસકી ભઇ અવરથા, કાયા મલમલ ધોઇ
મદન બરન જ્યું દરપન ચમકે દરશન દે હર કોઇ
માત પીતાને ઘરસે નીકાલા કંથ શેજ પર સોઇ
જન્મ ભયો શન્તાનકા ફિર ઓર રૂપકી રંગત ખોઇ
નયન અદલ ગએ કંથ કે જગ ચરચાને કી અધમોઇ
પ્રથમ રોઇ એ કાયા મુરખ અંત સમેલી રોઇ

**ચી. મુરાદઅલ્લી —ઉસ્તાદી—ભજન.**

મદીનેમેં મોહંમદ આયો. દીલબર સચ્ચો દીન જગાયો.
સરવર સચ્ચો દીન જગાયો—મદીને.
જુમ્માકી રાતકો જન્મજ ધરીયો. અમીના ઘર જાયો.
દાઇ હલીમા પાલના ઝુલાવે હુરાયે મંગલ ગાયો;
અબદુલ્લા ઘર આનંત વધાયો—મદીને.
નબી મોહમ્મદ ચલે મેહેરાજકુ ચોથે અરશપે આયો,
ચોથે અરસપે શેર ખડા થા, અંગુઠી નબિસે પાયો.
મુખડા પરદેમેં દીખલાયો.—મદીને.
ઉસ પરદેમેં નબીકું બીઠાયો, અનલહુકકા ભેદ બતાયો,
આશુકમાશુક દોનો હીલમીલ બેઠે, આશુક માશુક મન ભાયો;
નબીજી મહેરાજ સીધાયો—મદીને.
નુરકી પગરી નુરકા જામા, નુરકી સેજ બીછાયો,
નુરકા સેહરા, નબીજીકે સરપર, મોતીયન મેહ બરશાયો;
નબીજી મહેરાજસે આયો.—મદીને.
કલમા પઢો નીત નુર-નબીકા, ઈલમે-દીલ. સોહાયો,
લાઈલાહા, ઈલ્લીલાહા મોહમદ રસુલીલ્લાહ, કલમા પઢાયો,
નીરેશા. તેરે કદમોમે આગો.—મદીને.

નાટકે—અધુતાદામન—તજે—ભજન—

જગકો દોરંગી પાયા મૂરખ કયું લલચાયા.
કોઇ રખ્ખે ફોજ-રીસાલા કોઇ ઓઢડે શાલ-દુશાલા,
કીસને તો કમ્મલહી ના પાયા મુરખ કયું લલચાયા.—જગકો.
કહીં અબ્રે રહેમત બરસે કોઇ બુન્દ પાનીકે તરસે,
કહીં ધુપ હય કહીં છાયા, મુરખ કયું લલચાયા.—જગકો.

૨૧' માંડલીક—રાગ—આશાવરી—

છઠ છોડ સખી ચલ સંગ મેરે, તોહે વ્રજમે કા'ન બુલાવત હૈ.
નહીં તુમ બીન વાકો ચયન પરત નહીં ખાન પાન કછુ ભાવત હૈ.
મોર મુગટ નહીં પહેનત હય, નહીં અંગ સુગંધ લગાવત હૈ.
નહીં ધેનુ ચરાવન જાત સખી, વોહે બંસીનાદ ન ભાવત હૈ.
ક્યું એસો હીયો તેરો કઠીન ભયો, તોહે લાજ શરમ નહીં આવત હૈ.
જાકો જોગીજન ધ્યાન ધરત બ્રહ્માદિક પાર ન પાવત હૈ.
તોરી પ્રીતમે ભુલ ગયો પ્રભુતા, તકસીર વો માફ કરાવત હૈ.
એક બાત ન ઝુઠ કહું સજની, અબ કયા ઇતના તરસાવત હૈ.
પ્રિયા માંધાસે બેગ મીલો પ્યારી, વોતો, તેરોહી નાઝ ઉઠાવત હૈ.

ચીરુ. પ્યારીજાન. —રાગ કહેરવા.

અપને ખ્વાજાકી મેં જોગન બનીરે હો (૨)
જોગન બની; બેરાગન બનીરે (૨) અપને ખ્વાજા—(૨)
છુટા પસીના તુરકા બોયા ચમ્બેલી ફુલ.
સબ સખીયન મીલ સહેરા ગુંથે પહેને નબી ઓ રસુલ.
મેંતો જોગન બનીરે, અપને ખ્વાજાકી—
પત્તા તુટા ડાલસેરે, લેગઇ પવન ઉડાય
અબકે બીછડે કબ મીલેંગે, ઉમર ચલે–વો–જાય–મેં તો જોગન–અપને
પત્તા ઝુકાજા ટેહનીકે નીચે, બતાયે પાંચો ફુલ,
ઉપરકે પતે સબી ઝુકેરે, પહનાયે નબી ઓ રસુલ...મેં તો

પ્યારા સાહેબ—રાગ, આશાવરી—

કરલે સીંગાર ચતર અલબેલી, સાજનકે ઘર જાના હોગા. (૨)
માટી ઉઠાવન માટી બીછાવન, માટીમેં મિલ જાના હોગા—
નહાલે ધોલે શીશ ગુંથવાલે, ફીર વ્હાંસે નહીં આના હોગા—કરલે

નાટક—ચંદ્ર મધુરી—તર્જે-ઉસ્તાદી.



તેરે લીયે જોબનીઆં બનાએ-
રખુંગીઃ-સો તેરે લીયે,
સોનેકા ઘડવા હય ઓર-
ઘડે પર ઝારી-યાર.
ગંગાજલ પનીયા ભરવાએ-
રખુંગી;-સો તેરે લીયે-તેરે.
ફુલ મંગાયા મયને-
તુરરા બનાયા યાર
ફુલનકા ગજરા બનાએ-
રખુગી;-સો તેરે લીયે-તેરે
હાર બી પહેરા મયને
પહેરી બંગરીયાં યાર,
ઝુલ્ફેમે મોતીઆં બંધાએ-
રખુંગી; સો તેરે લીયે-તેરે

નાટક —વિર કેશરી— —તર્જે, કવ્વાલી—

જબ દીલ ન હો કાબુમેં તો કયા મેરી ખતા હય, યેહુ શાને ખુદા હુય,
સચ હય જો મોહુબ્બતમેં કીસીને યે કહા હય, આફત હય બલા હય,
આઝારે મોહુબ્બતસે અલ્લાહુી બચાએ યેહ ગમ ન દીખાએ,
યેહ દર્દ વહિ હય, કે નહી જીસકી દવા હય, બેકાર દુઆ હુય,
શયદા કો લગે કાનસે અંદાઝ, તો દેખો, કુછ ગૌર તો કર દેખો
મરતા હય તો મરનેકે સીવા, કોન જીયા હય, બખીરકો ફના હય.

